# मौलाना वहीदुद्दीन खान यांच्या ऊर्दु पुस्तकांचे मराठी भाषांतर

























मराठी पुस्तके खालील पत्त्यावर मिळतील.

**अब्दुस समद खलिल अहेमद**

**१०५०, रविवार पेठ, पुणे – ४११००२**

फोन नं. : 020-24472830 मोबा. नं.: 9665059035

# ઈસ્લામ શું છે ?

લે. મૌલાના વહીદુદ્દીન ખાં

● અનુવાદ ●
મુહમ્મદ જમાલ પટીવાલા

**ગુડવર્ડ બૂક્સ**
એ-૨૧, સેક્ટર-૪, નોઈડા-૨૦૧૩૦૧
Tele. : 91120-4314871, +91-8588822674
Email : info@goodwordbooks.com
www.goodwordbooks.com

પ્રથમ આવૃત્તિ - ૨૦૧૮



'Islam Kya He' (Urdu)
**Author : Maulana Wahiduddin Khan**
Gujarati Translation
***Muhammad Jamal Patiwala (Modasa, Gujarat)***

**Goodword Books**
A-21, Sector-4, Noida-201301 (India)
Tele. : 91120-4314871, +91-8588822674
Email : info@goodwordbooks.com
www.goodwordbooks.com

**Goodword Books, Hyderabad**
A-21, Sector-4, Noida-201301 (India)
Tele. : 04023000131 Mobile : 7032641415
Email : hyd.goodword@gmail.com

**Goodword Books, Chennai**
324, Triplicane High Road, Triplicane, Chennai-600005
Tele. : +9144-4352-4599
Mobile : +91-9790853944, 9600105558
Email : chennaigoodword@gmail.com

**Printed in India**
**HT Media Ltd., Noida**

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(શરૂ કરું છું ઈશ્વરના નામથી, જે પરમ્ કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ છે. ઈસ્લામ માનવ-પ્રકૃતિની પ્રતિકૃતિ છે. ઈસ્લામ મનુષ્યની તમામ વૈચારિક અને આધ્યાત્મિક તકાદાઓની પરિપૂર્ણતા છે. ઈસ્લામ સૌના અલ્લાહ (ઈશ્વર) તરફથી છે અને તે સમાનરૂપે સૌના માટે આવ્યો છે. તે સૃષ્ટિઓના પ્રભુ-પાલનહારની પસંદગીનું પ્રતિબિંબ છે, જેને દયાના પયગંબર હઝરત મુહમ્મદ (ﷺ)ના માધ્યમથી માનવો પાસે મોકલવામાં આવ્યો છે.

ઈશ્વરે વર્તમાન સૃષ્ટિ બનાવી અને તેણે જ માનવીને આ ધરતી પર વસાવ્યો. તેણે માનવી અને શેષ સૃષ્ટિ માટે એક જ 'દીન' (ધર્મ, જીવન-વ્યવસ્થા) નિર્ધારિત કર્યો; એ ફરકની સાથે કે શેષ સૃષ્ટિ જે ઈશ્વરીય ધર્મ પર મજબૂરીથી ચાલી રહી છે, એ જ ઈશ્વરીય ધર્મ પર માનવીને સ્વાધિકારના રૂપે ચાલવાનું છે.

વૃક્ષ જમીન પર સીધું ઊભેલું હોય છે, પરંતુ તેનો પડછાયો જમીન પર ઝુકેલો હોય છે. આ વૃક્ષ માટે વિનમ્રતાનું આચરણ છે. એ જ રીતે માનવીથી અપેક્ષિત છે કે તે પોતાના જીવનમાં વિનમ્રતાનું વલણ અપનાવે.

અવકાશમાં અસંખ્ય તારાઓ અને ગ્રહો છે. બધા જ અવિરત ગતિશીલ છે, પરંતુ તેઓ ક્યાંય-કોઈપણ રીતે એક-બીજાથી ટકરાતા નથી. આનું કારણ એ છે કે પ્રત્યેક તારો અને ગ્રહ પોતાની નિશ્ચિત ધરી પર ફરી રહ્યો છે. આ જ વલણ માનવીએ એ રીતે અપનાવવાનું છે કે દરેક પોત-પોતાના વર્તુળમાં સક્રિય અને ગતિશીલ હોય, કોઈ માનવી બીજા માનવીના વર્તુળમાં પ્રવેશવાનો પ્રયાસ ન કરે.

દુનિયામાં એ વ્યવસ્થા છે કે વૃક્ષ ઑક્સિજન કાઢે છે, જે સજીવોના કામ આવે છે અને સજીવો કાર્બન ડાયોક્સાઈડ કાઢે છે, જેને વૃક્ષ લઈ લે છે. આ વ્યવસ્થા સૃષ્ટિમાં ઈશ્વરે સ્થાપિત કરેલ છે. આ પદ્ધતિ માનવીથી પણ અપેક્ષિત છે. માનવ-સમાજમાં એ હોવું જોઈએ કે દરેક બીજાને કામ લાગે, પ્રત્યેક બીજા માટે લાભદાયી બનવાનો પ્રયત્ન કરે.

પહાડોથી સ્રોતો અને ઝરણાઓ નીકળે છે. તેઓ વહેતા-વહેતા વારંવાર પર્વતોથી

પસાર થાય છે, પણ કોઈ ઝરણું ક્યારેય પર્વતને તોડવાની કોશિશ કરતું નથી, બલ્કે પર્વતની આજુ-બાજુથી પોતાનો માર્ગ કાઢીને આગળ વધી જાય છે. આ જ રીત માનવીએ પણ પોતાની પ્રવૃત્તિઓ અને કાર્યોમાં અપનાવવાની છે. તે સમસ્યાઓથી લડવાની કોશિશ ન કરે, તે સમસ્યાઓની અવગણના કરે અને તકનો ઉપયોગ કરીને પોતાના જીવનનું નિર્માણ કરે.

સમુદ્રથી વરાળ ઉઠે છે અને વાદળ બનીને વરસાદના રૂપમાં જમીન પર વરસે છે. તે એક દેશ અને બીજા દેશ વચ્ચે ભેદભાવ નથી કરતો. તે તમામ ખેતરો અને બગીચાઓને સમાનરૂપે સિંચિત કરે છે. આ જ મામલો માનવીનો પણ હોવો જોઈએ. માનવીની પણ લાભકારિતાએ પણ વર્ષાની જેમ સાર્વજનિક હોવું જોઈએ. તેણે પોતાના વાતાવરણમાં એ રીતે રહેવું જોઈએ કે વર્ષાની જેમ તેનો લાભ બધા માટે સામાન્ય હોય.

ઈશ્વરે જે દીન (ધર્મ) સૃષ્ટિમાં નૈસર્ગિક રીતે સ્થાપિત કરી રાખ્યો છે, એ જ ધર્મ ઈસ્લામના સ્વરૂપે માનવીને વ્યવહારૂ માર્ગદર્શનના રૂપમાં આપવામાં આવ્યો છે. શેષ સૃષ્ટિનું સફળતાપૂર્વક ચાલવું એટલા માટે છે કે તેણે ઈશ્વરે નિર્ધારિત કરેલ ધર્મને પરિપૂર્ણરૂપે અપનાવેલ છે. એ જ રીતે માનવીની સફળતા એ છે કે તે પણ આ જ ઈશ્વરીય ધર્મને અપનાવી લે, તેના જ અનુસાર તે પોતાના જીવનના મામલાઓની સુધારણા કરી લે.

જે લોકો આવું કરે તેઓ વર્તમાન સંસાર-જગતમાં પણ સફળ હશે અને મૃત્યુ પછી આવનાર બીજા જીવનમાં પણ. બંને દુનિયાઓની સફળતાઓ અને સૌભાગ્ય આવા જ લોકોને મળશે.

**વહીદુદ્દીન ખાં**

૬, જાન્યુઆરી ૧૯૯૮

# અલ્લાહ (ઈશ્વર)

અલ્લાહ (ઈશ્વર) એક છે. અલ્લાહ એક અમર અને શાશ્વત હકીકત છે. એ બધું જ છે. દરેક વસ્તુ અલ્લાહથી છે. અલ્લાહ દરેક વસ્તુનો સર્જનહાર પણ છે અને એ જ સમગ્ર સૃષ્ટિનો પ્રબંધક છે.

''ખુદા કે અલ્લાહ (ઈશ્વર) - તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે જીવંત છે, સૌને સંભાળનાર, તેને ન ઊંઘ આવે છે અને ન નિદ્રા આવે છે. તેનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. કોણ છે, જે તેના પાસે તેની અનુમતિ વગર ભલામણ કરી શકે ? તે જાણે છે જે કંઈ તેમના આગળ છે અને તે જાણે છે જે કંઈ તેમના પાછળ છે, અને તે તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુને પામી શકતા નથી, સિવાય તે જે એ ઈચ્છે. તેનું જ શાસન આકાશોમાં અને ધરતી પર વ્યાપ્ત છે. તે થાકતો નથી તેને સંભાળવાથી, અને એ જ છે ઉચ્ચ દરજ્જાઓવાળો.'' (અલ-કુર્આન, ૨ : ૨૫૫)

કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે – ''કહો કે તે અલ્લાહ (ઈશ્વર) એક છે. અલ્લાહ નિસ્પૃહ-નિરપેક્ષ છે. ન તેની કોઈ સંતાન છે અને ન તે કોઈની સંતાન, અને કોઈ તેના સમકક્ષ નથી.'' (અલ-કુર્આન, ઈખ્લાસ, ૧૧૨)

કુર્આનની આ સૂરઃ (ઈખ્લાસ, નં.૧૧૨) એકેશ્વરવાદની સૂરઃ છે. તે ન કેવળ એ દર્શાવે છે કે ઈશ્વર એક છે, બલ્કે તેમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે ઈશ્વરના એક હોવાનો અર્થ શું છે ? આ સૂરઃમાં ઈશ્વરની ધારણાને એ તમામ ભેળસેળથી અલગ કરીને પ્રસ્તુત કરવામાં આવી છે, જેમાં દરેક યુગનો માનવી ગ્રસ્ત રહ્યો છે. ઈશ્વર અનેક નથી, ઈશ્વર માત્ર એક છે. સૌ તેના મોહતાજ છે, તે કોઈનો મોહતાજ નથી. તે સ્વયં દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. તે એ વાતથી ઉચ્ચતર છે કે માનવીઓની જેમ તે કોઈની સંતાન હોય કે તેની કોઈ સંતાન હોય. તે એવી એકલી હસ્તી છે, જેનો કોઈપણ રીતે કોઈ સમાન અને સમકક્ષ નથી. દરેક પ્રકારનું એકત્વ કેવળ એ હસ્તી માટે છે અને તે હસ્તી માત્ર પ્રતાપવાન અલ્લાહ (ઈશ્વર) છે. એક ઈશ્વરની ધારણા ઈસ્લામની કેન્દ્રીય અને મુખ્ય ધારણા છે. આ જ આસ્થા ઈસ્લામનું મૂળ છે અને આ જ ઈસ્લામની બધી શિક્ષાઓનો એક માત્ર સ્રોત.

# ફરિશ્તા

અલ્લાહે (ઈશ્વરે) સર્જેલ ઘણા સર્જનોમાંથી એક સર્જન એ છે, જેને 'ફરિશ્તા' (દેવદૂત) કહે છે. ફરિશ્તાઓને અલ્લાહે વિશિષ્ઠ યોગ્યતાઓ અને વિશેષ અધિકારો આપ્યા છે. તેઓ સૃષ્ટિમાં ઘણો ઉપયોગ કરી શકે છે. પરંતુ તેમના તમામ કાર્યો અલ્લાહની સંપૂર્ણ તાબેદારીમાં થાય છે. તેઓ નાના અંશમાં પણ અલ્લાહની અવગણના કરી શકતા નથી.

સૃષ્ટિમાં હર પળ અસંખ્ય ઘટનાઓ ઘટી રહી છે. જેમ કે - તારાઓનું ભ્રમણ, સૂર્ય અને ચંદ્રનું ચમકવું, ધરતીનું પરિભ્રમણ કરવું. એ જ પ્રમાણે વર્ષા, ઋતુઓ અને બીજા ઘણા પરિવર્તનોનું આવવું. માનવી અને પશુઓના વંશનું ધરતી પર હંમેશા બાકી રહેવું. આ જ પ્રમાણે અનેક ઘટનાઓ હંમેશા દુનિયામાં ઘટતી રહે છે. આ બધાની વ્યવસ્થા આ જ ફરિશ્તાઓ કરે છે. તેઓ અલ્લાહની સૃષ્ટિમાં અલ્લાહના અત્યંત વફાદાર અને આજ્ઞાંકિત કાર્યકરો છે.

માનવી ફરિશ્તાઓને નથી જોઈ શકતો. પરંતુ ફરિશ્તાઓ માનવીઓને જુએ છે. તે અલ્લાહ તરફથી માનવીનું નિરીક્ષણ કરતા રહે છે. આ જ ફરિશ્તાઓ દ્વારા માનવીનું મૃત્યુ પણ ઘટિત થાય છે અને તેઓ તેના આત્માને અહીંથી લઈ જાય છે.

ફરિશ્તાઓ વર્તમાન દુનિયાની વ્યવસ્થા પણ કરે છે અને ફરિશ્તાઓ જ આખિરત (પરલોક)માં જન્નત (સ્વર્ગ) અને દોજખ (નર્ક)ની વ્યવસ્થા પણ કરવાવાળા છે. આ ફરિશ્તાઓ અસંખ્ય પ્રમાણમાં છે.

ફરિશ્તાઓના મામલાને એક મોટા કારખાનાના ઉદાહરણથી સમજી શકાય છે. કોઈ મોટા કારખાનામાં એક તરફ ઘણી મોટા-મોટા અને જટિલ મશીનો હોય છે. આ જ મશીનોથી એ ઉપજ નીકળે છે, જેના માટે કારખાનું સ્થાપિત કરવામાં આવ્યું છે. પરંતુ આ મશીનો પોતાની રીતે આપોઆપ નથી ચાલતા. તેને ચલાવવા માટે ઘણા માણસો કાર્યકરના રૂપમાં જોઈતા હોય છે. તેથી દરેક કારખાનામાં મોટી સંખ્યામાં માનવ કાર્યકરો સક્રિય રહે છે, જેથી તેઓ કારખાનાને તેની અપેક્ષિત પદ્ધતિથી ચલાવતા રહે. આ જ રીતે સૃષ્ટિના મહાન કારખાનામાં અસંખ્ય ફરિશ્તાઓ તેને ચલાવવા માટે નિયુક્ત છે. બંનેમાં માત્ર એ ફરક છે કે સામાન્ય કારખાનાના માનવ કાર્યકરોને જોઈ શકાય છે, જ્યારે કે સૃષ્ટિના કારખાનામાં કામ કરનારા ફરિશ્તાઓ બાહ્ય આંખોથી જોઈ શકતા નથી.

# પયગંબર (ઈશદૂત)

પયગંબર એ વ્યક્તિ છે, જેને ઈશ્વર પોતાના પ્રતિનિધિત્વ માટે પસંદ કરે. ઈશ્વર જ્યારે એક વ્યક્તિને પોતાનો પયગંબર બનાવે છે, તો ઈશ્વરનો ફરિશ્તો (દેવદૂત) તેના પાસે આવીને તેને તેની પસંદગીની જાણકારી આપે છે. આ રીતે તેને એ વિશ્વાસ થઈ જાય છે કે તે ઈશ્વરનો પયગંબર છે. તે પછી ફરિશ્તા દ્વારા ઈશ્વર તેના પર પોતાની શિક્ષાઓ અવતરિત કરે છે, જેથી તે આ શિક્ષાઓથી તમામ માનવીઓને માહિતગાર કરી દે. આમ, પયગંબર જાણે ઈશ્વર અને માનવીના વચ્ચે સેતુ હોય છે. તે ઈશ્વરથી લઈને માનવીઓ સુધી પહોંચાડે છે.

ઈશ્વરે માનવીને બુદ્ધિ આપી. તે તેના દ્વારા બાહ્ય વાતોને સમજી શકે છે. પરંતુ ઘણી વાતો એવી છે, જેને જાણવા અને સમજવા માટે કેવળ બાહ્ય જ્ઞાન પર્યાપ્ત નથી. વર્તમાન સંસાર-જગતમાં પણ વધારે ગહન હકીકતો માનવીની બુદ્ધિની પકડમાં આવતી નથી, અને જ્યાં સુધી ઈશ્વર અને આખિરત (પરલોકની દુનિયા)નો મામલો છે, તે સંપૂર્ણપણે આંખે ન દેખાતી દુનિયા સાથે સંબંધ ધરાવે છે, તેથી તે માનવીની બુદ્ધિગમ્ય સમજથી પર છે.

પયગંબર એ કરે છે કે તે માનવીના આ અભાવને પૂરો કરે છે. તે વસ્તુઓની હકીકત બતાવે છે. તે પરલોકની દુનિયાની જાણકારી આપે છે. આ રીતે તે માનવીને એ યોગ્ય બનાવે છે કે તે જ્ઞાન અને ચેતનાના પૂર્ણ પ્રકાશમાં પોતાના જીવનની રૂપરેખા તૈયાર કરે અને તેના અનુસાર સફળ જીવનનું નિર્માણ કરે.

માનવી જ્યારથી આ સંસાર-જગતમાં વસ્યો, ત્યારથી જ પયગંબરોનું આગમન પણ શરૂ થઈ ગયું. તેઓ પ્રત્યેક યુગમાં માનવીને ઈશ્વરની વાતો બતાવતા રહ્યા, જો કે પ્રાચીન યુગમાં આવનારા પયગંબરોનો પ્રમાણિત રેકર્ડ બાકી રહ્યો નથી. પછીની પરિસ્થિતિઓએ તેમના વ્યક્તિત્વોને પણ અનૈતિહાસિક બનાવી દીધા અને તેમના ગ્રંથોને પણ ઐતિહાસિક રીતે અપ્રમાણિત.

છેવટે ઈશ્વરે હઝરત મુહમ્મદ (ﷺ)ને પોતાના પયગંબર (ઈશદૂત) બનાવ્યા. આપ એ સમયે પેદા થયા, જ્યારે દુનિયામાં ઐતિહાસિક યુગ આવી ચૂક્યો હતો. તેના સાથે તરત જ પછી એ યુગ શરૂ થવાનો હતો, જેને પ્રેસનો યુગ કહેવામાં આવે છે. આમ, આપ (ﷺ)ને એ અનુકૂળ પરિબળો મળ્યા, જેણે આપને એક સ્વીકૃત વ્યક્તિ બનાવી દીધા. એ રીતે આપના દ્વારા લાવેલ ગ્રંથ સુરક્ષિત રહીને પ્રેસના યુગમાં દાખલ થઈ ગયો. તે પછી એ સંભાવના જ સમાપ્ત થઈ ગઈ કે આપના દ્વારા લાવેલ ગ્રંથમાં કોઈ ફેરફાર થઈ શકે. હઝરત મુહમ્મદ (ﷺ) ઈશ્વરના અંતિમ ઈશદૂત છે અને પ્રલય સુધી સંસાર-જગતમાં ઈશ્વરના એક માત્ર પ્રતિનિધિ.

# કુર્આન

કુર્આન અલ્લાહનો ગ્રંથ (ઈશગ્રંથ) છે. કુર્આનમાં જે શિક્ષાઓ છે તે મૂળભૂત રીતે એ જ છે, જે અગાઉના આકાશી ગ્રંથોમાં અવતરિત કરવામાં આવી હતી. પરંતુ પૂર્વ આકાશી ગ્રંથો પોતાના મૂળ સ્વરૂપમાં સુરક્ષિત નથી રહ્યા, પછીના ફેરફારોએ તેમને અવિશ્વસનીય બનાવી દીધા, જ્યારે કે કુર્આન પોતાના મૂળ સ્વરૂપમાં સંપૂર્ણ સુરક્ષિત છે. તેથી તે પર્યાપ્તરૂપે એક વિશ્વસનીય ગ્રંથ છે.

કુર્આનમાં ૧૧૪ સૂરઃ (પ્રકરણો) છે. તેમાં જે વાતો કહેવામાં આવી છે, તેનો સાર એ છે કે માનવી એક ઈશ્વરને માને. તે તેના જ સમક્ષ પોતાને જવાબદાર સમજે. તે વિશ્વાસ કરે કે અંતિમ યુગના ઈશદૂત મુહમ્મદ (ﷺ) દ્વારા જે વાતો ઈશ્વરે બતાવી છે તે બધી સાચી છે અને તેને માનવા પર જ માનવીની અનંત મુક્તિનો આધાર છે.

કુર્આનની હેસિયત માત્ર એ નથી કે તે ઘણા આકાશી ગ્રંથોમાંથી એક ગ્રંથ છે, બલ્કે તેની મૂળ હેસિયત એ છે કે તે ઘણા આકાશી ગ્રંથોની વચ્ચે એક માત્ર વિશ્વસનીય ગ્રંથ છે; કેમ કે બીજા તમામ ગ્રંથો ફેરફારોના પરિણામે ઐતિહાસિક રીતે અવિશ્વસનીય પુરવાર થઇ ચૂક્યા છે. પૂર્વ આકાશી ગ્રંથોને માનવાવાળો કોઈ વ્યક્તિ જ્યારે કુર્આનને માને છે, તો તે પોતાની આસ્થાને રદ નથી કરતો, બલ્કે સ્વયં પોતાની આસ્થાને વધારે પ્રમાણિત સ્વરૂપમાં નવેસરથી પામી લે છે.

કુર્આન સૌના ઈશ્વર તરફથી સૌના તરફ મોકલવામાં આવેલ પવિત્ર ગ્રંથ છે. તે દરેક માનવીનો પોતાનો ગ્રંથ છે, કેમ કે તેને એ ઈશ્વરે મોકલ્યો છે, જે દરેક માનવીનો પોતાનો ઈશ્વર છે, ન કે કોઈ પારકાનો.

કુર્આન કોઈ નવો આકાશી ગ્રંથ નથી. તે પૂર્વ આકાશી ગ્રંથો પછીની આવૃત્તિ છે. એ રીતે જાણે કુર્આન સમગ્ર માનવો અને બધી જાતિઓનો ગ્રંથ છે. તે દરેક માટે ઈશ્વરીય-કૃપાની અભિવ્યક્તિ છે. તે દરેક તરફ મોકલવામાં આવેલ ઈશ્વરનો પરિપૂર્ણ સંદેશ છે. કુર્આન એ જ રીતે સમસ્ત સંસાર-જગત માટે માર્ગદર્શનનો પ્રકાશ છે, જે રીતે સૂર્ય સમગ્ર દુનિયા માટે પ્રકાશ અને ઉર્જાનું માધ્યમ.

# રસૂલની હદીસો
## (ઈશદૂતના કથનો)

કુર્આન શબ્દ અને અર્થ બંને રીતે ઈશવાણી છે. 'હદીસ' એ સંગ્રહને કહે છે, જે અર્થની રીતે અલ્લાહની વાત છે, પણ શબ્દની રીતે તે રસૂલ (ઈશદૂત)ની પોતાની જીભથી અદા થયા હોય; જેમ કે કુર્આન પ્રત્યક્ષરૂપે ઈશ્વરનું માર્ગદર્શન છે અને 'હદીસ' પરોક્ષરૂપે ઈશ્વરનું માર્ગદર્શન.

હદીસના ઘણા પુસ્તકો છે. તેમાંથી કેટલાક પુસ્તકો એ છે, જે વિશેષરૂપે વધારે મહત્ત્વ ધરાવે છે, જેમ કે – સહીહ બુખારી, સહીહ મુસ્લિમ, જામેઉલ-તિરમિઝી, સુનન અબી દાઊદ, સુનન અન્-નિસાઈ, સુનન અબી માજહ, મૌતા ઈમામ માલિક, મુસ્નદે ઈમામ અહમદ.

હદીસ, કુર્આન-મજીદની સ્પષ્ટતા અને વિવરણ છે. કુર્આનમાં મહદ્અંશે સૈદ્ધાંતિક આદેશો વર્ણવવામાં આવ્યા છે. આ આદેશોની વિગત હદીસથી જાણવા મળે છે. એ જ પ્રમાણે વૈચારિક આદેશોની વ્યવહારૂ રૂપરેખા પણ હદીસથી જ જાણવા મળે છે. હદીસનું મહત્ત્વ ઈસ્લામમાં એટલું વધારે છે કે તેને કુર્આનથી અલગ કરી શકાતી નથી.

હદીસના પુસ્તકોમાં જીવનના તમામ પાસાઓ વિશે શિક્ષાઓ અને આદેશો છે; જેમ કે – નિયત અને સ્વભાવની રીતે એક મુસલમાન કેવો હોય છે, ઈબાદતની વિસ્તૃત પદ્ધતિ શું છે, દૈનિક જીવનમાં લોકોની સાથે કેવો વ્યવહાર કરવામાં આવે, જીભનો ઉપયોગ કેવી રીતે કરવામાં આવે, ખાવા-પીવાની સીમાઓ શું છે, પારિવારિક વ્યવસ્થાનું માળખું કેવી રીતે રચવામાં આવે, સામૂહિક અને સામાજિક સંબંધોનો આધાર શું હોય, સુલેહ અને યુદ્ધના નિયમો શું છે, મુસલમાનોનું જો કોઈ રાજ્ય હોય તો તેને કેવી રીતે ચલાવવામાં આવે વગેરે.

આ પ્રકારના તમામ મામલાઓ, જે માનવ-જીવનથી સંબંધિત છે અને જેના પર આલોક અને પરલોકની સફળતાનો આધાર છે, તે બધા વિસ્તૃતરૂપે હદીસના ભંડારોમાં છે. હદીસના અભ્યાસ વગર ન ઈસ્લામનો અભ્યાસ પૂર્ણ થઈ શકે છે અને ન હદીસ વગર ઈસ્લામી જીવનની રૂપરેખા બનાવી શકાય છે.

કુર્આન પછી ઈસ્લામનો સૌથી મોટો સ્રોત હદીસ છે. કોઈ હદીસ વિશે જ્યારે એ સાબિત થઈ જાય કે તે ઈસ્લામના પયગંબર (ﷺ)ની હદીસ છે, તો તેને માનવું એટલું આવશ્યક થઈ જાય છે, જેટલું કુર્આનને માનવું.

# ઇસ્લામ

ઇસ્લામનો અર્થ આજ્ઞાપાલન થાય છે. ઇસ્લામ ધર્મનું નામ 'ઇસ્લામ' એટલા માટે રાખવામાં આવ્યું છે કે તેનો આધાર અલ્લાહ (ઈશ્વર)ના આજ્ઞાપાલન પર છે. ઇસ્લામવાળો (મુસલમાન, મોમિન) એ છે, જે પોતાના વિચારોને ઈશ્વરને તાબે કરી દે, જે પોતાના વ્યવહારો ઈશ્વરની તાબેદારીમાં ચલાવવા લાગે.

ઇસ્લામ સમગ્ર સૃષ્ટિનો દીન (ધર્મ) છે, કેમ કે સમગ્ર સૃષ્ટિ અને તેના તમામ અંગો ઈશ્વરે નિર્ધારિત કરેલ કાનૂનના આધીન ચાલી રહ્યા છે.

આ સૃષ્ટિનું જે વલણ છે એ જ માનવીથી પણ અપેક્ષિત છે. માનવીને પણ એ જ રીતે ઈશ્વરનો આજ્ઞાંકિત બનીને પોતાનું જીવન વિતાવવું જોઈએ, જે રીતે શેષ સૃષ્ટિ સંપૂર્ણપણે ઈશ્વરની આજ્ઞાંકિત બનેલી છે. ફરક માત્ર એટલો છે કે સૃષ્ટિ મજબૂરીથી ઈશ્વરની આજ્ઞાંકિત બનેલી છે અને માનવીથી એ અપેક્ષા છે કે તે સ્વેચ્છાએ પોતાને અલ્લાહના આદેશોનો અનુપાલક બનાવી લે.

વ્યક્તિ જ્યારે ઇસ્લામને અપનાવે છે, તો સૌપ્રથમ તેની વિચારધારા ઇસ્લામ હેઠળ આવે છે. તે પછી તેની ઇચ્છાઓ, તેની લાગણીઓ, તેની રુચિ-અભિરુચિઓ, તેના સંબંધો, તેનો પ્રેમ અને નફરત, બધું જ ઈશ્વરના આજ્ઞાપાલનના રંગમાં રંગાઈ જાય છે.

પછી, વ્યક્તિનું દૈનિક જીવન અલ્લાહના આધીન આવવા લાગે છે. લોકોની સાથે તેનું વર્તન અને તેની લેવડ-દેવડ ઇસ્લામના તકાદાઓમાં ઢળી જાય છે. તે અંદરથી બહાર સુધી એક આજ્ઞાંકિત વ્યક્તિ બની જાય છે.

માનવી અલ્લાહનો બંદો (દાસ) છે. માનવી માટે ઉચિત રીત કેવળ એ છે કે તે દુનિયામાં અલ્લાહનો દાસ બનીને રહે. આ જ બંદગીવાળા વર્તનનું બીજું નામ ઇસ્લામ છે. ઇસ્લામી જીવન ઈશ્વરની ઉપાસના અને આધીનતાનું જીવન છે. બિનઇસ્લામ એ છે કે વ્યક્તિ વિદ્રોહી અને ઉદ્દંડ બની જાય અને ઈશ્વરથી સ્વતંત્ર બનીને જીવન વિતાવે. તેની તુલનામાં ઇસ્લામ એ છે કે વ્યક્તિ આજ્ઞાંકિત હોય અને પોતાને ઈશનિષ્ઠ બનાવીને અને ઈશ્વરને સમર્પિત કરીને જીવન વિતાવે.

# ઈમાન (આસ્થા)

ઈમાનની વાસ્તવિકતા ઈશ્વરનું અભિજ્ઞાન છે, અર્થાત્ ઈશ્વરની ખોજ. કોઈ માણસ, જ્યારે ઈશ્વરના અસ્તિત્વને સભાનાવસ્થામાં પામી લે અને ઈશ્વરીય હકીકતો સુધી તેની પહોંચ થઈ જાય, તો તેનું જ નામ ઈમાન છે.

આ ખોજ કંઈ સાદી વાત નથી. ઈશ્વર તમામ વસ્તુઓનો સર્જનહાર અને માલિક છે. તે ઇનામ આપવાવાળો છે અને સજા આપવાવાળો પણ. તેની પકડથી કોઈ બચેલું નથી. આવા એક ઈશ્વરની ખોજ વ્યક્તિના આખા જીવનને હચમચાવી નાખે છે. તેના વિચારોમાં એક ક્રાંતિ પેદા થઈ જાય છે. તેની તમામ ભાવનાઓ અને સંવેદનાઓનું કેન્દ્ર ઈશ્વર બની જાય છે.

આનું પરિણામ એ આવે છે કે વ્યક્તિ સંપૂર્ણપણે ઈશ્વરનો દાસ બની જાય છે. તેના ધ્યાનનું કેન્દ્ર ઈશ્વર જ બની જાય છે. હવે તે એક એવો વ્યક્તિ હોય છે, જેનું જીવવું પણ ઈશ્વર માટે હોય છે અને મરવું પણ ઈશ્વર માટે હોય છે.

આ ઈમાનનું પરિણામ એ આવે છે કે માનવીનું ચરિત્ર અને ગુણો બધું જ ઈશ્વરના રંગમાં રંગાઈ જાય છે. તે બોલે છે, તો એ સમજીને બોલે છે કે ઈશ્વર તેના અવાજને સાંભળી રહ્યો છે. તે ચાલે છે, તો એ રીતે ચાલે છે કે તેની ચાલ ઈશ્વરની પસંદના વિરુદ્ધ ન હોય. તે લોકોની સાથે વ્યવહાર કરે છે, તો તેને એ ડર રહે છે કે જો મેં કોઈ ખરાબ વ્યવહાર કર્યો, તો ઈશ્વર મને તેની સજા આપશે.

આ ઈમાનનો પ્રભાવ એ હોય છે કે વ્યક્તિનું સમગ્ર જીવન પરલોક માટે વીતવા લાગે છે. તે દરેક મામલામાં દુનિયાથી વધારે પરલોકના પાસાને પોતાની નજરમાં રાખે છે. તે હંગામી લાભોના બદલે પરલોકના લાભોને પોતાના ધ્યાનનું કેન્દ્ર બનાવી લે છે. જ્યારે પણ કોઈ મામલામાં બે પાસાઓ હોય, એક દુનિયાનું પાસું અને બીજું પરલોકનું પાસું, તો હંમેશા તે દુનિયાના પાસાને અવગણીને પરલોકના પાસાને લઈ લે છે.

આ ઈમાન તેના માટે ઈશ્વર પર અસીમ વિશ્વાસનો સ્રોત બની જાય છે. તે દરેક સ્થિતિમાં ઈશ્વર પર ભરોસો કરે છે. ઈમાન પોતાની વાસ્તવિકતાની રીતે સર્વોચ્ચ ઈશ્વરની ઓળખનું નામ છે. પરંતુ જ્યારે આ ઓળખ કોઈના મનો-મસ્તિષ્કમાં ઊતરી જાય છે, તો તે તેના વ્યક્તિત્વને નિખારીને એક નવું વ્યક્તિત્વ બનાવી દે છે. તે દરેક રીતે એક નવો માનવી બની જાય છે

# પરીક્ષા

વર્તમાન સંસાર-જગતમાં માનવી સ્વતંત્ર છે. ઈશ્વરે તેના પર કોઈપણ પ્રકારનો પ્રતિબંધ લગાવ્યો નથી. પરંતુ આ સ્વતંત્રતા પરીક્ષા માટે છે, ન કે નિરંકૂશ જીવન માટે. આ સ્વતંત્રતાનો અર્થ એ નથી કે વ્યક્તિ પશુની જેમ નિરંકૂશ જીવન વિતાવે અને પછી એક દિવસ મરી જાય, બલ્કે આનો ઉદ્દેશ્ય એ છે કે વ્યક્તિ સ્વયં પોતાના ઈરાદા હેઠળ સાચું જીવન વિતાવે. તે પોતે પોતાના નિર્ણય હેઠળ પોતાને ઉચ્ચ નૈતિક મૂલ્યોનું ચુસ્તપણે પાલન કરનાર બનાવે.

માનવીને આ રીતે પેદા કરવાનો ઉદ્દેશ્ય એ છે કે તેને તમામ સર્જનોમાં સૌથી શ્રેષ્ઠ સર્જન હોવાનો શ્રેય આપવામાં આવે. તેની ગણતરી ઈશ્વરના એ વિશિષ્ટ બંદાઓમાં થાય, જેમણે કોઈ બાહ્ય પ્રતિબંધ વગર પોતાને મૂલ્યનિષ્ઠ માનવી બનાવ્યા, જેમણે કોઈ બાહ્ય બળજબરી વગર પોતાને પોતાના સ્વતંત્ર નિર્ણય હેઠળ એ કર્યું જે આ જ વાસ્તવિકતા હેઠળ કરવું જોઈતું હતું.

આ દુનિયામાં જેટલી વસ્તુઓ છે, એ તમામ ઈશ્વરને આધીન છે. અવકાશના તારાઓ અને ગ્રહો સંપૂર્ણપણે ઈશ્વરના આદેશ અનુસાર પરિભ્રમણ કરી રહ્યા છે. વૃક્ષો, નદીઓ, પહાડો અને આ પ્રકારની બધી વસ્તુઓ અગાઉથી ઈશ્વર દ્વારા નિર્ધારિત યોજના અનુસાર સ્થાપિત છે. એ જ રીતે સામાન્ય પશુઓ પણ એ જ કરે છે, જે તેમની જન્મજાત પ્રકૃતિ હેઠળ તેમના માટે નિર્ધારિત કરી દેવામાં આવ્યું હતું. દુનિયામાં અપવાદરૂપે માત્ર માનવી જ એ સર્જન છે, જેને અધિકાર અને સ્વતંત્રતાની કૃપા પ્રદાન કરવામાં આવી છે.

આ સ્વતંત્રતાએ માનવી ઉપર બે ભિન્ન પ્રકારના દરવાજા ખોલી દીધા છે. જો તે સ્વતંત્રતા મેળવીને ઘમંડ અને વિદ્રોહ તેમજ નિરંકૂશતામાં ગ્રસ્ત થઈ જાય તો તેનો અર્થ એ હશે કે તે પરીક્ષામાં પૂરો નથી ઉતર્યો. તે પછી તેના માટે એ જ પરિણામ હશે, જે એ લોકોનું હોય છે, જેઓ કોઈ ગંભીર અને સંવેદનશીલ પરીક્ષામાં નિષ્ફળ થઈ ગયા હોય.

બીજા લોકો એ છે, જેઓ પોતાને મળેલ સ્વતંત્રતાને સાચા વર્તુળમાં ઉપયોગ કરે. તેઓ વિવશ ન હોવા છતાં પણ પોતાને ઈશ્વરીય મૂલ્યોના પાબંદ બનાવી લે. આ લોકો સ્વતંત્રતાની પરીક્ષામાં સફળ થઈ ગયા. તેમને ઈશ્વર તરફથી એવા ઈનામો આપવામાં આવશે, જે કોઈ અન્ય સર્જનને ન મળ્યા હોય. તેઓ ઈશ્વરના નિકટવર્તી બંદાઓ ઠરશે, જેઓ અનંત રીતે રાહત અને આરામમાં રહેશે. તેમને એ ખુશીઓ મળશે, જે ક્યારેય સમાપ્ત નહીં થાય.

# નિયત (ઈરાદો)

ઈસ્લામમાં સૌથી વધારે મહત્ત્વની વસ્તુ નિયત છે. કોઈ કાર્ય માત્ર પોતાના બાહ્ય સ્વરૂપના આધારે ઈશ્વરના ત્યાં સ્વીકૃત નથી થતું. ઈશ્વર માત્ર એ કાર્યનો સ્વીકાર કરે છે, જેને કરવાવાળાએ એ કાર્ય સાચી નિયતથી કર્યું હોય. ખરાબ નિયતની સાથે થતાં કાર્યને ઈશ્વર રદ કરી નાખે છે.

સાચી નિયત એ હોય છે કે એ કાર્ય ઈશ્વર માટે કરવામાં આવ્યું હોય. તેને કરવાથી ઈશ્વરની પ્રસન્નતાનો હેતુ હોય. વ્યક્તિ જે કાર્ય કરે એ ભાવનાની સાથે કરે કે તેનું પુણ્ય તેને ઈશ્વરના ત્યાં મળવાનું છે.

આનાથી વિપરીત ખરાબ નિયત એ છે કે વ્યક્તિ દેખીતી રીતે દીન (ધર્મ)નું કાર્ય કરે, પણ તે તેનાથી દુનિયાનો લાભ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે. તે જે કાર્ય કરે, એટલા માટે કરે કે લોકો તેને જોઈને તેની પ્રશંસા કરે, લોકોની વચ્ચે તેને ખ્યાતિ અને લોકપ્રિયતા પ્રાપ્ત થાય, તે લોકોની વચ્ચે સન્માનનું સ્થાન પ્રાપ્ત કરશે.

નિયતનો સંબંધ વ્યક્તિના આંતરિક વિચારો કે મનોદશાથી છે. સામાન્ય લોકો કોઈ વ્યક્તિના અંદરના વિચારો કે તેની મનોદશાને નથી જાણી શકતા. પરંતુ ઈશ્વરને પ્રત્યેક માનવીના અંદરની સ્થિતિની પૂરેપૂરી જાણકારી હોય છે. તે જાણે છે કે વ્યક્તિના મનમાં શું છે અને તેના અંદર કયા પ્રકારની લાગણી છે. કોઈના કાર્ય વિશે સામાન્ય લોકો ગેરસમજમાં પડી શકે છે, પરંતુ ઈશ્વરને દરેક વાતનું પૂરેપૂરું જ્ઞાન હોય છે. તે પોતાના જ્ઞાન અનુસાર દરેકથી મામલો કરશે અને દરેકને એ જ બદલો આપશે, જેનો તે વાસ્તવમાં અધિકારી છે.

નિયતની હેસિયત વાસ્તવિક અને અર્થપૂર્ણ છે. જે વસ્તુ પોતાની મૂળ વાસ્તવિકતા કે પોતાના મૂળ અર્થને ખોઈ નાખે, એ વસ્તુ નિરર્થક બની જાય છે. એ જ રીતે જે કાર્ય ખરાબ નિયત કે ત્રુટિપૂર્ણ નિયતની સાથે કરવામાં આવે, તે મૂલ્યહીન છે. તેનું કોઈ મહત્ત્વ ન માનવીઓની નજરમાં હોઈ શકે છે અને ન ઈશ્વરની નજરમાં.

કોઈ વસ્તુનું મૂલ્ય એ સમયે છે, જ્યારે તે વિશુદ્ધ હોય, તેમાં કોઈ અન્ય વસ્તુની ભેળસેળ ન હોય. સાચી નિયતની સાથે કરેલ કાર્ય વિશુદ્ધ અને નિર્મળ કાર્ય છે, સાચી નિયત વગર કરેલ કાર્ય અશુદ્ધ કાર્ય.

# આખિરત (પરલોક)

માનવી એક શાશ્વત સર્જન છે, જો કે ઈશ્વરે તેના આયુષ્યને બે ભાગમાં વહેંચી નાખ્યું છે. તેનું આયુષ્યનો ખૂબ નાનકડો ભાગ વર્તમાન દુનિયામાં મૂકી દીધો છે અને તેનો બાકીનો બધો ભાગ મૃત્યુ પછી આવનાર પરલોકમાં. વર્તમાન દુનિયા કર્મની જગ્યા છે અને પરલોકની દુનિયા કર્મનું ફળ પામવાની જગ્યા.

વર્તમાન દુનિયા અપૂર્ણ છે અને પરલોકની દુનિયા દરેક રીતે પૂર્ણ. પરલોક એક અનંત દુનિયા છે. ત્યાં તમામ વસ્તુઓ પોતાની ઉત્કૃષ્ટ અને આદર્શ સ્થિતિમાં ઉપલબ્ધ કરવામાં આવી છે.

ઈશ્વરે પોતાની જન્નત (સ્વર્ગ)ને આ જ પરલોકની દુનિયામાં રાખી છે. જન્નત દરેક પ્રકારની કૃપાઓથી ભરપૂર હોય છે. વર્તમાન દુનિયામાં જે લોકો નેકી અને ઈશપરાયણતાને પુરવાર કરશે, તેઓ પરલોકની દુનિયામાં એ સ્થિતિમાં દાખલ થશે કે તેમના માટે જન્નતના દ્વારા હંમેશા માટે ખોલી દેવામાં આવશે.

પરંતુ જે લોકો વર્તમાન દુનિયામાં ઈશ્વરને ભૂલી જાય અથવા ઈશ્વરની સામે વિદ્રોહનું વલણ અપનાવે તે ઈશ્વરના નજીક ગુનેગાર છે. આવા તમામ માનવીઓ પરલોકની કૃપાઓથી વંચિત રહેશે.

વર્તમાન દુનિયામાં ઈશ્વર અદશ્યની સ્થિતિમાં છે. પરલોકની દુનિયામાં તે પોતાની તમામ શક્તિઓની સાથે સામે આવી જશે. તે સમયે તમામ માનવીઓ ઈશ્વરની સામે ઝૂકી થઈ જશે. પરંતુ તે સમયનું ઝૂકી જવું કોઈ કામ નહીં લાગે. ઈશ્વરની સામે એ ઝૂકવું અપેક્ષિત છે, જે જોતાં પહેલા વર્તમાન દુનિયામાં હોય. પરલોકમાં ઈશ્વરને જોઈ લીધા પછી ઝૂકવું કોઈને કંઈ લાભ આપનારું  નથી.

મૃત્યુ માનવીના જીવનનો અંત નથી, બલ્કે તે જીવનના આગળના કે બીજા તબક્કાનો આરંભ છે. મૃત્યુ એ વચ્ચેનો તબક્કો છે, જ્યારે માનવી આજની હંગામી દુનિયાથી નીકળીને કાલની શાશ્વત દુનિયામાં પહોંચી જાય છે. તે દુનિયાના પ્રવાસી-ગૃહમાંથી નીકળીને પરલોકના અનંત નિવાસ-સ્થાનમાં દાખલ થઈ જાય છે. પરલોકનો આ તબક્કો દરેક વ્યક્તિના જીવનમાં અનિવાર્યપણે આવવાનો છે. કોઈપણ નથી, જે પોતાને પરલોકમાં રજૂ થવાથી બચાવી શકે.

# રૂહાનિયત (આધ્યાત્મિકતા)

રૂહાનિયત શું છે ? ઈશ્વરે તેને અનંતરૂપે ગુલાબના છોડના રૂપમાં બતાવેલ છે. ગુલાબના છોડમાં કંટકો પણ હોય છે અને ફૂલ પણ. અણીદાર કાંટાઓની સાથે ઈશ્વર એ જ ડાળમાં એક ફૂલ લગાવે છે, જેમાં મહેંક હોય છે, રંગ હોય છે અને જે પોતાની સુવાસથી દૂર સુધી લોકોને સુવાસિત કરી દે છે.

આ છે રૂહાનિયતનો કુદરતી નમૂનો. રૂહાનિયત નામ છે કાંટાઓની વચ્ચે ફૂલ બનીને રહેવાનું. રૂહાનિયત એ છે કે વ્યક્તિ જીવનના કાંટાઓમાં ન ઉલઝે. તે ઉત્પ્રેરિક કરનારી વાતો પર ઉશ્કેરાય નહીં. અપ્રિય અનુભવો તેના સંતુલનને ભંગ ન કરે. બીજાઓનું અણગમતું રૂપ તેનામાં ગુસ્સો અને વેરભાવના ઉત્પન્ન ન કરે. તે સ્વયં પોતાના સિદ્ધાંતો અનુસાર જીવે. તેનું વૈચારિક સ્તર એટલું ઊંચું થઈ ગયું હોય કે પથ્થરો મારનારાઓના પથ્થર તેના સુધી પહોંચી જ ન શકે.

રૂહાનિયતને કુર્આનમાં 'રબ્બાનિયત' (ઈશપરાયણતા) કહેવામાં આવેલ છે; અર્થાત્ રબમાં જીવવું, રબવાળા બનીને રહેવું. જે લોકો માનવીય ઝઘડાઓમાં જીવતા હોય છે, તેઓ પોતાના નજીકની વાતોથી પ્રભાવિત થતા હોય છે. આવા લોકોની રૂહાનિયત ક્યારેય વિકસિત થતી નથી. પરંતુ જે વ્યક્તિ પોતાને એટલો ઉન્નત કરે કે તે પોતાના વિચારની રીતે 'રબ્બાની' (ઈશપરાયણ) સ્તરે જીવવા લાગે તે લોકોની વાતોથી નિસ્પૃહ થઈ જાય છે. 'રબ્બાનિયત'ની સ્થિતિમાં તે એટલી મોટી વસ્તુ પામી લે છે કે પ્રત્યેક બીજી વસ્તુ તેની નજરમાં નાની થઈ જાય છે.

આવા માણસના અંદર એ શક્તિ ઉત્પન્ન થઈ જાય છે કે તે ગાળ સાંભળીને હસી નાખે. તે ક્રોધ અપાવનારી વાતને ભુલાવી દે. તે કાંટાઓનું અભિવાદન ફૂલના રૂપમાં કરી શકે.

રૂહાની (આધ્યાત્મિક) વ્યક્તિ પોતાની રૂહાનિયત કે 'રબ્બાનિયત'ના સ્વરૂપે એટલી મોટી વસ્તુ પામી લે છે કે તેના પછી કોઈ અન્ય વસ્તુની તેને અભિલાષા નથી હોતી. આ વસ્તુ તેનામાં ઈર્ષ્યા, સ્વાર્થ અને શોષણની લાગણીઓનો નાશ કરી નાખે છે. તે એટલું બધું પામી લે છે કે તેના પછી કોઈ અન્ય વસ્તુ પામવા માટે બાકી રહેતી નથી. આ જ એ લોકો છે, જેમના સમૂહથી એ સમાજ બને છે, જે સૂર્યની જેમ ચમકે છે અને બાગના રૂપમાં લહેરાય છે.

# રૂહાનિયત (આધ્યાત્મિકતા)

રૂહાનિયત શું છે ? ઈશ્વરે તેને અનંતરૂપે ગુલાબના છોડના રૂપમાં બતાવેલ છે. ગુલાબના છોડમાં કંટકો પણ હોય છે અને ફૂલ પણ. અણીદાર કાંટાઓની સાથે ઈશ્વર એ જ ડાળમાં એક ફૂલ લગાવે છે, જેમાં મહેંક હોય છે, રંગ હોય છે અને જે પોતાની સુવાસથી દૂર સુધી લોકોને સુવાસિત કરી દે છે.

આ છે રૂહાનિયતનો કુદરતી નમૂનો. રૂહાનિયત નામ છે કાંટાઓની વચ્ચે ફૂલ બનીને રહેવાનું. રૂહાનિયત એ છે કે વ્યક્તિ જીવનના કાંટાઓમાં ન ઉલઝે. તે ઉત્પ્રેરિક કરનારી વાતો પર ઉશ્કેરાય નહીં. અપ્રિય અનુભવો તેના સંતુલનને ભંગ ન કરે. બીજાઓનું અણગમતું રૂપ તેનામાં ગુસ્સો અને વેરભાવના ઉત્પન્ન ન કરે. તે સ્વયં પોતાના સિદ્ધાંતો અનુસાર જીવે. તેનું વૈચારિક સ્તર એટલું ઊંચું થઈ ગયું હોય કે પથ્થરો મારનારાઓના પથ્થર તેના સુધી પહોંચી જ ન શકે.

રૂહાનિયતને કુર્આનમાં 'રબ્બાનિયત' (ઈશપરાયણતા) કહેવામાં આવેલ છે; અર્થાત્ રબમાં જીવવું, રબવાળા બનીને રહેવું. જે લોકો માનવીય ઝઘડાઓમાં જીવતા હોય છે, તેઓ પોતાના નજીકની વાતોથી પ્રભાવિત થતા હોય છે. આવા લોકોની રૂહાનિયત ક્યારેય વિકસિત થતી નથી. પરંતુ જે વ્યક્તિ પોતાને એટલો ઉન્નત કરે કે તે પોતાના વિચારની રીતે 'રબ્બાની' (ઈશપરાયણ) સ્તરે જીવવા લાગે તે લોકોની વાતોથી નિસ્પૃહ થઈ જાય છે. 'રબ્બાનિયત'ની સ્થિતિમાં તે એટલી મોટી વસ્તુ પામી લે છે કે પ્રત્યેક બીજી વસ્તુ તેની નજરમાં નાની થઈ જાય છે.

આવા માણસના અંદર એ શક્તિ ઉત્પન્ન થઈ જાય છે કે તે ગાળ સાંભળીને હસી નાખે. તે ક્રોધ અપાવનારી વાતને ભુલાવી દે. તે કાંટાઓનું અભિવાદન ફૂલના રૂપમાં કરી શકે.

રૂહાની (આધ્યાત્મિક) વ્યક્તિ પોતાની રૂહાનિયત કે 'રબ્બાનિયત'ના સ્વરૂપે એટલી મોટી વસ્તુ પામી લે છે કે તેના પછી કોઈ અન્ય વસ્તુની તેને અભિલાષા નથી હોતી. આ વસ્તુ તેનામાં ઈર્ષ્યા, સ્વાર્થ અને શોષણની લાગણીઓનો નાશ કરી નાખે છે. તે એટલું બધું પામી લે છે કે તેના પછી કોઈ અન્ય વસ્તુ પામવા માટે બાકી રહેતી નથી. આ જ એ લોકો છે, જેમના સમૂહથી એ સમાજ બને છે, જે સૂર્યની જેમ ચમકે છે અને બાગના રૂપમાં લહેરાય છે.

# તકવા (ઈશભય, સંયમ)

'તકવા'નો અર્થ છે સંયમ; અર્થાત્ દુનિયામાં કાળજી અને સંયમની સાથે જીવન વિતાવવું. સાવધાનીભર્યું જીવનનું નામ સંયમિત જીવન છે, અને બેપરવા જીવનનું નામ અસંયમિત જીવત.

હઝરત ઉમર ફારૂક (ﷺ)એ એક સહાબી (પયગંબર સાહેબના સાથી)ને પૂછ્યું કે 'તકવા' શું છે ? તેમણે કહ્યું કે હે અમીરુલ મુ'મિનીન ! શું તમે કોઈ એવા રસ્તાથી પસાર થયા છો, જેના બંને તરફ ઝાડીઓ હોય. સહાબીએ ફરીથી પૂછ્યું કે આવા પ્રસંગે તમે શું કર્યું ? તેમણે જવાબ આપ્યો કે મેં મારા કપડા સમેટી લીધા અને મને તેનાથી બચાવતો પસાર થઈ ગયો. સહાબીએ કહ્યું કે આનું જ નામ તકવા છે.

વર્તમાન દુનિયા પરીક્ષાની દુનિયા છે. અહીં માનવીની પરીક્ષા માટે જુદા-જુદા પ્રકારના કાંટાઓ વિખેરી નાખવામાં આવ્યા છે. ક્યાંક નકારાત્મક ભાવનાઓનું તોફાન છે, ક્યાંક ઉદ્દંડ લોકોએ ઊભી કરેલી સમસ્યાઓ છે, ક્યાંક દુનિયાનું આકર્ષણ પોતાના તરફ ખેંચી લેવા માગે છે, ક્યાંક એવા અણગમતા પરિબળો છે જે માણસના મનને વિહ્વળ કરીને તેને સદાચારના માર્ગથી હટાવી દે છે.

આ તમામ વસ્તુઓ જાણે કે જીવનના રસ્તાના બંને તરફ ઊભેલ કાંટાઓથી ભરેલી ઝાડીઓ છે. હર પળ એ ભય છે કે માનવીના કપડાં તેમાં ભરાઈ જાય અને પછી આગળ વધવાના બદલે તે એ જ વસ્તુઓમાં ફસાઈને રહી જાય.

આવી પરિસ્થિતિમાં બુદ્ધિશાળી વ્યક્તિ એ છે, જે દુનિયાનો માર્ગ એ રીતે પસાર કરે કે તે પોતાના કપડાંને સમેટીને રાખે. તે અણગમતી વસ્તુઓથી ઉલઝવાના બદલે તેનાથી દૂર રહીને આગળ વધતો રહે. પ્રત્યેક ક્ષણે તેનું મન એ વિચારે કે તેણે પોતાને સંભાળવાનો છે, તેણે બચાવની રીત અપનાવવાની છે, ન કે ઉલઝવાની રીત.

માનવીને સાચી પ્રકૃતિ પર પેદા કરવામાં આવ્યો છે. કોઈ વસ્તુ અવરોધરૂપ ન બને તો પ્રત્યેક માનવી આપોઆપ સાચી દિશા તરફ પોતાનો પ્રવાસ કરશે. તેથી મૂળ સાવધાનીની વાત એ છે કે વ્યક્તિ અપ્રાકૃતિક અને અસ્વાભાવિક અવરોધોને પોતાના માટે અવરોધ ન બનવા દે. તે પછી તે સ્વયં પોતાની પ્રકૃતિના જોરે સાચી દિશા અપનાવશે, ત્યાં સુધી કે તે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી જઈ મળે.

# શુક્ર (કૃતજ્ઞતા)

'શુક્ર' એ છે કે વ્યક્તિ ઈશ્વરની કૃપાઓનો સ્વીકાર કરે. આ સ્વીકાર ખરેખર હ્રદયમાં ઉત્પન્ન થાય છે અને પછી તે શબ્દોના રૂપે વ્યક્તિની જીભ પર આવી જાય છે.

માનવીને ઈશ્વરે સર્વશ્રેષ્ઠ શરીર અને મગજની સાથે પેદા કર્યો. તેની જરૂરતની તમામ વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં ઉપલબ્ધ કરી. ધરતી અને આકાશની તમામ વસ્તુઓને માનવીની સેવામાં લગાવી દીધી. ધરતી પર જીવન વિતાવવા કે સંસ્કૃતિનું નિર્માણ કરવા માટે જે-જે વસ્તુઓ અપેક્ષિત હતી, તે બધી પુષ્કળ પ્રમાણમાં અહીં ઉપલબ્ધ કરી દીધી.

માનવી હર પળ આ વસ્તુઓનો અનુભવ કરે છે. તેથી માનવી પર અનિવાર્ય છે કે તે હર પળ ઈશ્વરની કૃપાઓ અંગે કૃતજ્ઞતા વ્યક્ત કરે. તેનું હ્રદય ઈશ્વરની કૃપાઓની લાગણીથી તરબોળ રહે.

શુક્રની ખરી વાસ્તવિકતા સ્વીકાર છે. જે વસ્તુને માનવીના સંદર્ભમાં સ્વીકાર કહેવામાં આવે છે તેનું જ નામ ઈશ્વરના સંબંધથી શુક્ર છે. સ્વીકાર શબ્દ માનવી માટે બોલવામાં આવે છે અને શુક્ર શબ્દ ઈશ્વર માટે.

શુક્ર તમામ ઈબાદતો (ઉપાસનાઓ)નો સાર છે. ઈબાદતના બધા પ્રકારો વાસ્તવમાં શુક્રની ભાવનાની વ્યવહારૂ છબી છે. શુક્ર સૌથી વધારે સર્વગ્રાહી અને સૌથી વધારે પૂર્ણ ઈબાદત છે. શુક્ર ઈશપરાયણ જીવનનું સત્ત્વ છે.

શુક્રનો સંબંધ માનવીના સમગ્ર અસ્તિત્વ સાથે છે. આરંભમાં વ્યક્તિ પોતાના હ્રદયમાં અને પોતાના મગજમાં શુક્ર (કૃતજ્ઞતા)ની ભાવનાને તાજી કરે છે, પછી એ પોતાની જીભથી વારંવાર તેની અભિવ્યક્તિ કરે છે. તે પછી જ્યારે શુક્રની ભાવના બળવત્તર બની જાય છે, તો માનવી પોતાના ધન અને પોતાની પૂંજીને શુક્રની અભિવ્યક્તિના રૂપમાં ઈશ-માર્ગમાં ખર્ચ કરવા લાગે છે. એ જ રીતે તેની શુક્રની ભાવના તેને વિવશ કરે છે કે તે પોતાના સમય અને પોતાની શક્તિને ઈશ-માર્ગમાં વાપરે, જેણે તેને સમય અને શક્તિની આ મૂડી પ્રદાન કરી છે. આપણું અસ્તિત્વ સમગ્રપણે ઈશ્વરે પ્રદાન કરેલ છે. આપણે એક અવી દુનિયામાં જીવીએ છીએ, જે સર્વસ્વ ઈશ્વરે પ્રદાન કરેલ છે. આ જ વાસ્તવિકતાના સ્વીકારનું બીજું નામ 'શુક્ર' છે.

# ઝિક્ર (સ્મરણ)

ઈસ્લામની એક મૂળભૂત શિક્ષા 'ઝિક્ર' છે. 'ઝિક્ર'નો અર્થ સ્મરણ છે, અર્થાત્ અલ્લાહ (ઈશ્વર)ને યાદ કરવું. અલ્લાહને ભુલવાની સ્થિતિનું નામ ગફલત અને બેપરવાઈ છે અને અલ્લાહને યાદ રાખવાની સ્થિતિનું નામ 'ઝિક્ર'.

આ ઝિક્ર એક સ્વાભાવિક હકીકત છે. માનવી હર પળ એ વસ્તુઓનો અનુભવ કરે છે, જેનો સંબંધ પ્રત્યક્ષરૂપે અલ્લાહથી છે. તે સૂર્ય અને ચંદ્ર અને પહાડ, હવા અને પાણીને જુએ છે, જે બધી જ અલ્લાહે પેદા કરેલ છે. ધરતીથી લઈને આકાશ સુધી જે વસ્તુઓછે, તે બધી અલ્લાહના સૌંદર્ય અને પૂર્ણ-કૌશલ્યના દશ્યો છે. તે પોતાના સંપૂર્ણ અસ્તિત્વની સાથે અલ્લાહની હસ્તીનો પરિચય છે.

આમ, જે દુનિયામાં માનવી રહે છે અને જે વસ્તુઓની વચ્ચે તે સવાર-સાંજ પસાર કરે છે, તે હર પળ તેનું ધ્યાન અલ્લાહ તરફ દોરે છે. આ વસ્તુઓથી પ્રભાવિત થઈને તેના મનો-મસ્તિષ્કમાં હર પળ 'રબ્બાની' (ઈશપરાયણતા)ની સ્થિતિ ઉત્પન્ન થાય છે. આ જ સ્થિતિની શાબ્દિક અભિવ્યક્તિનું નામ 'ઝિક્ર' છે.

એ જ પ્રમાણે માનવી પોતાના જીવનમાં વારંવાર અલ્લાહથી સંબંધનો અનુભવ કરે છે. તે પોતાના અસ્તિત્વ પર વિચાર કરે છે, તો તેનું હ્રદય એ ભાવનાથી ભરાઈ જાય છે કે અલ્લાહે સર્વશ્રેષ્ઠ બંધારણની સાથે તેનું સર્જન કર્યું અને દરેક પ્રકારની ઉચ્ચ યોગ્યતાઓ પુષ્કળ પ્રમાણમાં તેને આપી. આ ભાવના તેની જીભ પર જુદી-જુદી રીતે આવતી રહે છે. આ પણ ઝિક્રનું એક સ્વરૂપ છે.

એ જ પ્રમાણે માનવીને પોતાના દૈનિક જીવનમાં જાત-જાતના ઉતાર-ચઢાવનો સામનો કરવો પડતો હોય છે. તે ભિન્ન-ભિન્ન પ્રકારના ગમતા અને અણગમતા અનુભવોમાંથી પસાર થતો રહે છે. આ અનુભવો દરમ્યાન તે વારંવાર અલ્લાહ તરફ ધ્યાન કરે છે. વારંવાર તે જુદા-જુદા શબ્દોમાં અલ્લાહને યાદ કરે છે.

એ જ પ્રમાણે રોજની ઈબાદતો (ઉપાસનાઓ) દરમ્યાન તે ઘણા વાક્યોને પોતાની જીભથી અદા કરે છે. આ વાક્યો ક્યારેક કુર્આન અને હદીસથી લીધેલા હોય છે અને ક્યારેક અલ્લાહના ઈશ્વરત્વના સ્વીકારથી સ્વાભાવિકરૂપે તેના મોઢેથી જારી થઈ જાય છે. આ બધું અલ્લાહનો ઝિક્ર છે.

# નમાઝ

નમાઝ અલ્લાહની બંદગી છે. તે દરરોજ પાંચ વખત માટે અનિવાર્ય છે. જમાઅત (સમૂહ)ની સાથે નમાઝ અદા કરવા માટે તેની વ્યવસ્થા મસ્જિદોમાં કરવામાં આવે છે.

નમાઝમાં સૌથી પહેલા 'વુઝૂ' કરવામાં આવે છે. ચહેરા અને હાથ-પગને પાણીથી ધોઈને નમાઝ પઢનાર પોતાનામાં એ ભાવના જગાવે છે કે તે હંમેશા પવિત્ર જીવન વીતાવશે. પછી તે 'અલ્લાહુ અકબર' (અલ્લાહ સૌથી મહાન છે) કહીને નમાઝની પ્રક્રિયામાં દાખલ થાય છે. આ રીતે તે એકરાર કરે છે કે મોટાઈ અને મહાનતા કેવળ એક અલ્લાહ માટે છે. વ્યક્તિ માટે સાચું વલણ માત્ર એ છે કે તે નાનો અને વિનમ્ર બનીને દુનિયામાં રહે.

નમાઝમાં વ્યક્તિ કુર્આનના અમુક ભાગોને પઢીને પોતાના વિશે અલ્લાહના આદેશોને મનમાં તાજા કરે છે. પછી તે રુકૂઅ (ઘૂંટણિયે પડવું) અને સિજદા (શાષ્ટાંગ દંડવત) કરીને જીભથી એ કહે છે કે મારા માટે કેવળ એક જ વલણ યોગ્ય છે, અને તે એ છે કે હું અલ્લાહના આધીન બનીને દુનિયામાં જીવન વીતાવીશ.

નમાઝની ક્રિયા જ્યારે સમાપ્ત થઈ જાય છે, તો તમામ નમાઝ પઢનારાઓ જમણે અને ડાબે મોઢું ફેરવીને કહે છે - અસ્સલામુ અલઇકુમ વ-રહમતુલ્લાહ (અથાત્ તમારા ઉપર સલામતી થાય અને અલ્લાહની દયા થાય). આ વાતની જાહેરાત છે કે નમાઝ દ્વારા પ્રશિક્ષિત થઈને હવે તમામ નમાઝ પઢનારાઓ એ રીતે દુનિયામાં પ્રવેશી રહ્યા છે કે તેમના hદયમાં બીજાઓ માટે દયા અને શાંતિ સિવાય કોઈ અન્ય ભાવના નથી. તેઓ સમાજમાં શાંતિપ્રિય સભ્ય બનીને રહેશે. તેઓ કોઈની સાથે દુર્ભાવના નહીં રાખે.

નમાઝ એક રીતે અલ્લાહ (ઈશ્વર)ની ઉપાસના છે અને ઈશ્વરના ઈશ્વરત્વનો સ્વીકાર છે અને તે દરેક પ્રકારની મોટાઈને માત્ર ઈશ્વર માટે વિશિષ્ટ કરીને તેના સમક્ષ નત-મસ્તક થઈ જવું છે.

બીજી રીતે નમાઝ વ્યક્તિને તેના માટે તૈયાર કરે છે કે લોકોની વચ્ચે તે સાચો માનવી બનીને રહે, તે લોકોની સાથે વ્યવહાર કરવામાં વિનમ્રતા અને સહાનુભૂતિની રીત અપનાવે — નમાઝ અલ્લાહની સાથે પણ નમાઝ પઢનારાઓના વર્તનને બરાબર કરે છે અને માનવીની સાથે તેના વ્યવહારને પણ.

# રોઝા

રોઝા એક વાર્ષિક ઇબાદત (ઉપાસના) છે. તે દર વર્ષે રમઝાનમાં આખા એક મહિના સુધી રાખવામાં આવે છે. રોઝામાં વ્યક્તિ અલ્લાહના આદેશ અનુસાર પરોઢથી લઈને સૂર્યાસ્ત સુધી ખાવા-પીવાથી અટકી જાય છે, અને પોતાને વધારેમાં વધારે અલ્લાહના સ્મરણ અને તેની ઉપાસનામાં લીન કરી લે છે. રોઝાનો આ અમલ એટલા માટે કરવામાં આવે છે કે જેથી વ્યક્તિમાં રહેલી ભૌતિકતા ઓછી થાય અને તેની આધ્યાત્મિકતા વિકસે. તે દુનિયામાં આધ્યાત્મિક જીવન વીતાવવાને યોગ્ય બની જાય.

રોઝા વ્યક્તિમાં શુક્ર (કૃતજ્ઞતા)ની ભાવના જગાવે છે. ભોજન-પાણીથી વંચિતતા તેને એ કૃપાઓનું મહત્ત્વ સમજાવે છે. પછી જ્યારે ભૂખ અને તરસનો અનુભવ કરીને સંધ્યા-ટાણે તે ખાય છે અને પીવે છે, તો તે અનુભવે છે કે ભોજન અને પાણી કેટલી કીમતી વસ્તુ છે, જે તેને અલ્લાહ તરફથી પ્રદાન કરવામાં આવી છે. આ અનુભવ તેની કૃતજ્ઞતાની ભાવનાને ખૂબ વધારે મજબૂત કરે છે.

રોઝા વ્યક્તિમાં નૈતિક અનુશાસન ઉત્પન્ન કરે છે. કેટલીક વસ્તુઓની મનાઈ કરીને વ્યક્તિને એ વાતનું પ્રશિક્ષણ આપવામાં આવે છે કે દુનિયામાં તેને પ્રતિબદ્ધ જીવન વીતાવવાનું છે, ન કે નિરંકૂશ જીવન.

રોઝા જાણે એક પ્રકારનું સ્પીડ-બ્રેકર છે ! વ્યક્તિ પર એક મહિના માટે પ્રતિબંધ મૂકીને રોઝા દર્શાવે છે કે તે આ જ રીતે આખું વર્ષ અને આયુષ્યભર પ્રતિબંધવાળું જીવન વીતાવે. તે અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓની બહાર જવાની કોશિશ ન કરે.

રોઝા રાખીને વ્યક્તિ એ કરે છે કે તે પોતાને વધુમાં વધુ ઝિક્ર (ઈશ્વરના સમરણ) અને ઇબાદત (ઉપાસના) તેમજ કુર્આનના પઠનમાં વ્યસ્ત કરી દે છે. આ જાણે ઈશ્વરીય આચરણના પ્રભાવને વધારવાની એક યુક્તિ અને પ્રયોજન છે ! આ રીતે વ્યક્તિ 'ઝિક્ર' અને ઇબાદત અને કુર્આનના પઠનના પ્રભાવને વધારાની સાથે સ્વીકારે છે.

રોઝા એક પ્રશિક્ષણ-કોર્સ છે. તેનો ઉદ્દેશ્ય એ છે કે એક મહિના સુધી વિશિષ્ઠ પ્રશિક્ષણ આપીને વ્યક્તિને એ યોગ્ય બનાવી દેવામાં આવે કે વર્ષભર તે ઈશપરાયણ અને માનવ-મિત્ર બનીને જીવન વિતાવી શકે.

# ઝકાત (અનિવાર્ય ધર્મદાન)

'ઝકાત' એ નિર્ધારિત રકમ છે, જે એક ધનવાન વ્યક્તિ પોતાના ધનમાંથી વર્ષના અંતે કાઢે છે. એ રીતે તે પોતે કમાવેલ ધનને પવિત્ર કરે છે. એક નાનકડા ભાગને ઈશ-માર્ગમાં આપીને બાકીના ભાગને તે પોતાના માટે વિધિવત ઉપયોગી બનાવી લે છે.

પોતાની કમાણીમાંથી ઝકાતની રકમ કાઢવી એ વાતનો વ્યવહારૂ સ્વીકાર છે કે મૂળ પ્રદાન કરવાવાળો ઈશ્વર છે. જ્યારે પ્રદાન કરવાવાળો ઈશ્વર છે, તો દાસે તેણે આપેલ પ્રદાનમાંથી ઈશ-માર્ગમાં ખર્ચ કરવો જોઈએ.

ઝકાતનો નિયમ એ છે કે ધનવાનો પાસેથી લઈને તેને નિર્ધનોને આપવું. ધનનું આ ભ્રમણ ઊભી થયેલ અસમાનતાને દૂર કરીને પુનઃ સમાનતા ઊભી કરવાની પદ્ધતિ છે. આ રીતે ધનવાનોને યાદ દેવડાવવામાં આવે છે કે તમારા ઉપર એ લોકોનો નાણાકીય હક્ક છે, જેમને વહેંચણીમાં ઓછો ભાગ મળ્યો છે અથવા મૂળથી કંઈ જ મળ્યું નથી.

ઝકાતનો સંબંધ નૈતિકતાથી જોડાયેલ છે. ઝકાત એક તરફ આપનાર વ્યક્તિમાં કંજૂસી અને સ્વાર્થની ભાવનાઓ બહાર કાઢે છે, તે આપનાર વ્યક્તિના હ્રદયમાં ઉદારતા અને માનવ-મિત્રનો આત્મા પેદા કરે છે.

બીજી તરફ મેળવનાર વ્યક્તિ માટે ઝકાતનો લાભ એ છે કે બીજાઓને તે પોતાના ભાઈ અને હમદર્દ સમજવા લાગશે. બીજાઓ વિશે તેના હ્રદયમાં ઈર્ષ્યાની ભાવના નહીં ઊભરે.

આ ઝકાત ઈશ-માર્ગમાં કાઢવામાં આવતી હોવાથી તે બીજી ઈબાદતો (ઉપાસનાઓ)ની જેમ એક ઈબાદત છે. દેખીતી રીતે તેની વહેંચણી માનવીઓ દરમ્યાન કરવામાં આવે છે, પણ પોતાની વાસ્તવિકતાની રીતે તે માનવીને ઈશ્વરથી જોડવાવાળી છે. તે માનવીને ઈશ્વરની સમીપ કરવાનું એક માધ્યમ છે.

ઝકાત પોતાની સ્પિરિટની રીતે ઈબાદત છે અને પોતાના બાહ્ય અમલની રીતે સેવા.

# હજ્જ

હજ્જ એક ઈબાદત છે. તે સામર્થ્ય ધરાવનાર પર જીવનમાં એક વાર અનિવાર્ય છે. જે વ્યક્તિ સામર્થ્ય ન ધરાવતો હોય તેના પર હજ્જ અનિવાર્ય નથી.

હજ્જમાં વ્યક્તિ પોતાના વતનથી નીકળીને 'હિજાઝ' જાય છે. ત્યાં તે મક્કામાં પ્રવેશીને કાબાનો તવાફ (પરિક્રમા) કરે છે. તે સફા અને મરવા નામની બે પહાડીઓની વચ્ચે સઈ કરે છે (દોડ લગાવે છે). અરફાતમાં રોકાણ કરે છે. જિમાર પર પથ્થર મારે છે. કુરબાની કરે છે. આ પ્રકારની જુદી-જુદી ધાર્મિક વિધિઓ ઝિલહજ્જના મહિનામાં અદા કરવામાં આવે છે. આનું જ નામ હજ્જ છે.

આ હજ્જ બંદા તરફથી પોતાને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ને સમર્પિત કરવાનું એક પ્રતિકાત્મક સ્વરૂપ છે. આ વિધિઓ દ્વારા બંદો એ પ્રતિજ્ઞા લે છે કે તે પોતાને અલ્લાહને સુપ્રત કરી રહ્યો છે. તેનું જીવન કેવળ અલ્લાહની આસપાસ ફરશે. તે અલ્લાહ માટે દરેક ત્યાગ અને બલિદાન માટે તૈયાર છે.

હજ્જની વિધિઓ દરમ્યાન વ્યક્તિ કાબાના નિર્માણકર્તા પયગંબર હઝરત ઈબ્રાહીમ (عليه السلام) અને હઝરત ઈસ્માઈલ (عليه السلام)ને યાદ કરે છે. તે અંતિમ ઈશદૂત હઝરત મુહમ્મદ (ﷺ) ની ઐતિહાસિક યાદગારોને જુએ છે. તે પોતાના સમયને એ વાતાવરણમાં પસાર કરે છે, જ્યાં ઈસ્લામનો આરંભિક ઈતિહાસ રચવામાં આવ્યો.

આ રીતે હજ્જ એક વ્યક્તિને અલ્લાહથી અને અલ્લાહના પયગંબરોથી જોડવાનું સાધન બની જાય છે. તે અલ્લાહના સદાચારી બંદાઓના જીવનનું સ્મરણ કરાવે છે. તે ઈસ્લામના ઈતિહાસથી જીવંત સંબંધ પેદા કરવાનું માધ્યમ બને છે.

તેના સાથે હજ્જ સમગ્ર દુનિયાના ઈશપરાયણ લોકોને એક કરે છે. તે દુનિયાભરના ઈમાનવાળા (શ્રદ્ધાળુ)ઓના મનમાં એ વાસ્તવિકતાને તાજી કરે છે કે તેમની પેઢીઓ અને તેમના દેશો ભેલે અલગ-અલગ હોય, પણ એક અલ્લાહ પર આસ્થા તેમની વૈશ્વિક એકતાનો મજબૂત આધાર છે. વતનની રીતે તેઓ ચાહે ગમે તેટલા ભિન્ન-ભિન્ન હોય, પણ એક અલ્લાહના ઉપાસક હોવાની હેસિયતે તે બધા જ એક છે અને હંમેશા એક રહેશે. હજ્જ વાસ્તવમાં અલ્લાહની ઉપાસના છે, પણ વ્યવહારૂ રીતે તેમાં બીજા અનેક સામુખાયિક લાભો પણ સામેલ થઈ જાય છે. તેમાંથી જ એક સામુદાયિક એકતા છે.

# નૈતિકતા

નૈતિકતાથી અભિપ્રેત પરસ્પર વ્યવહાર છે. નૈતિકતા એ વર્તનનું નામ છે, જે દૈનિક જીવનમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિની સાથે કરે છે.

આ નૈતિકતાનો સિદ્ધાંત શું હોય — આનો સાદો સિદ્ધાંત એ છે કે — તમે બીજા માટે એ ઇચ્છો જે તમે પોતાના માટે ઇચ્છો છો, તમે બીજાઓની સાથે એ જ વ્યવહાર કરો જેવો વ્યવહાર તમે પોતાના માટે પસંદ કરો છો.

દરેક વ્યક્તિ જાણે છે કે તે મીઠા બોલને પાસંદ કરે છે, તેથી દરેક વ્યક્તિ બીજાઓને બોલે તો મધુર શૈલીમાં બોલે. દરેક વ્યક્તિ ઇચ્છે છે કે બીજો વ્યક્તિ તેના રસ્તામાં કોઈ સમસ્યા ઊભી ન કરે, તેથી દરેક વ્યક્તિ બીજાના રસ્તામાં કોઈ સમસ્યા ઊભી કરવાથી દૂર રહે.

દરેક વ્યક્તિ ઇચ્છે છે કે બીજા લોકો તેના સાથે સહાનુભૂતિ અને સહયોગનો મામલો કરે, તેથી દરેક વ્યક્તિએ એ કરવું જોઈએ કે જ્યારે પણ તેનો સામનો બીજાઓથી થાય તો તે તેમના સાથે સહાનુભૂતિ અને સહયોગનો મામલો કરવાની કોશિશ કરે.

નૈતિકતાનો આ ઉત્કૃષ્ટ આદર્શ અત્યંત સાદો અને સ્વાભાવિક છે. આ એટલો સહજ છે કે દરેક વ્યક્તિ તેને જાણી શકે છે, ચાહે વિદ્વાન હોય કે અશિક્ષિત, ત્યાં સુધી કે એક અંધ કે અપંગ વ્યક્તિ પણ ખૂબ જ સરળતાથી એ સમજી શકે છે કે કઈ વસ્તુ તેના માટે સારી છે અને કઈ વસ્તુ ખરાબ. આ હદીસે માનવીની નૈતિકતાનું એવું માપદંડ આપી દીધું કે જેને દરેક વ્યક્તિ સમજી શકે છે. આ રીતે ઇસ્લામે દરેક વ્યક્તિને તેના પોતાના અંગત અનુભવના પ્રકાશમાં એ બતાવી દીધું કે તે લોકોની સાથે વ્યવહાર કરવામાં કેવું વર્તન કરે અને કેવું ન કરે.

હદીસમાં છે કે લોકોમાં સૌથી સારો એ છે, જેની નીતિમત્તા સૌથી સારી હોય. આનો અર્થ એ છે કે સારા માનવી બનવું કોઈ રહસ્યમય વાત નથી. આની સાદી ફોર્મ્યુલા એ છે કે વ્યક્તિ પોતાને બેવડા માપદંડોથી બચાવી લે. આવું કર્યા પછી તે આપોઆપ ઉચ્ચ માનવીય ગુણો અને નીતિમત્તાનો માલિક બની જશે.

# સબ્ર (ધૈર્ય)

સબ્ર (ધૈર્ય)થી અભિપ્રેત છે રોકાઈ જવું. પોતાને સંભાળવું. માનવીનો ધ્યેય એ છે કે તે ઉચ્ચ આદર્શો અનુસાર દુનિયામાં જીવન વીતાવે. પરંતુ દુનિયામાં ડગલે-ને-પગલે એવી અણગમતી વાતો સામે આવે છે, જે વ્યક્તિને ઉશ્કેરી નાખે, જે વ્યક્તિના લક્ષ્યને મૂળ ધ્યેયથી હટાવીને બીજી તરફ કરી લે.

આવી પરિસ્થિતિમાં વ્યક્તિ જો એવું કરે કે તે પ્રત્યેક ઉશ્કેરણીજનક વાત પર ઉશ્કેરાઈ જાય, તે દરેક પ્રતિકૂળ વસ્તુથી ઉલઝી જાય, તો તે પોતાના ધ્યેય તરફ પોતાની યાત્રા ચાલુ રાખવામાં સફળ નહીં થાય. તે અસંબંધિત વસ્તુઓમાં ઉલઝીને રહી જશે.

આ સમસ્યાનો એક માત્ર ઉકેલ 'સબ્ર' (ધૈર્ય) છે. સબ્રનો અર્થ એ છે કે જ્યારે કોઈ કડવા અનુભવો થાય, તો તે ઉશ્કેરાવાના બદલે સહનશીલતાની રીત અપનાવે. તે ઝટકાને સહન કરીને સચ્ચાઈના માર્ગ પર આગળ વધે.

આ સબ્ર એક તરફ બહારની દુનિયામાં સામનો કરવા પડતા પ્રશ્નોનો હલ છે, તો બીજી તરફ તે વ્યક્તિ માટે પોતાના વ્યક્તિત્વના નિર્માણનું સાધન છે. સબ્ર ન કરવાવાળાનું વ્યક્તિત્વ નકારાત્મક વલણોની વચ્ચે નિર્માણ પામે છે, અને જે વ્યક્તિ સબ્ર કરી લે તેનું વ્યક્તિત્વ હકારાત્મક વલણોની વચ્ચે વિકસવા લાગે છે.

સબ્ર પીછેહઠ નથી. સબ્રનો અર્થ જોશવાળા માર્ગને છોડીને હોશવાળા માર્ગ તરફ આગેકૂચ કરવું છે. સબ્ર એ છે કે વ્યક્તિ સંવેદનશીલ પ્રસંગે ભાવનાઓને કાબૂમાં રાખે. તે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને વધારે લાભદાયી દિશામાં પોતાનું કાર્યક્ષેત્ર શોધે.

વર્તમાન દુનિયા એ રીત પર બની છે કે અહીં દરેક વ્યક્તિને અનિવાર્યપણે અપ્રિય વાતોનો સામનો કરવો પડતો હોય છે. જોઈ ન શકાય એવા દૃશ્યો તેના સામે આવતા હોય છે. તેને સાંભળી ન શકાય એવા અવાજો સાંભળવા પડતા હોય છે. આ પરિસ્થિતિમાં ઉલઝવાની પદ્ધતિ અપનાવવી અધીરાઈ છે, અને ઉલઝવાથી દૂર રહેવાનું નામ 'સબ્ર' છે. વર્તમાન દુનિયામાં સફળતા કેવળ એ લોકોના ભાગ્યમાં છે, જેઓ અપ્રિય અને અણગમતા પ્રસંગે સબ્રની રીત અપનાવે.

# સાચું બોલવું

મોમિન (મુસ્લિમ) એક સાચો માણસ હોય છે. તે હંમેશા સાચું બોલે છે. તે દરેક મામલામાં એ જ વાત કહે છે, જે વાસ્તવિક હોય. મોમિન એવું કરી શકતો નથી કે તે જૂઠ બોલે અને જે વસ્તુ સાચી હોય તે કહે નહીં. સાચું બોલવું શું છે ? સાચું બોલવું એ છે કે વ્યક્તિના જ્ઞાન અને તેની વાણીમાં વિરોધભાસ ન હોય. તે જે કંઈ જાણે છે એ જ બોલે અને જે તે બોલી રહ્યો છે તે એ જ હોય જે તેના જ્ઞાનમાં આવ્યું હોય. તેનાથી વિપરીત જૂઠ એ છે કે વ્યક્તિનું જ્ઞાન તેને એક વાત બતાવતું હોય,પણ પોતાના મોઢેથી તે કોઈ બીજી વાતનું વર્ણન કરતો હોય.

સચ્ચાઈ મોમિનના ચરિત્રનું એક ઉચ્ચતમ્ પાસું છે. મોમિન એક સિદ્ધાંતવાદી માણસ હોય છે, અને સિદ્ધાંતવાદી વ્યક્તિ માટે તેના સિવાય કોઈ અન્ય વલણ યોગ્ય નથી કે તે જ્યારે પણ બોલે, તો સાચું બોલે. સચ્ચાઈ વિરુદ્ધ બોલવું તેના માટે કોઈપણ સ્થિતિમાં સંભવ નથી.

ઈશ્વરની સૃષ્ટિ સંપૂર્ણપણે સચ્ચાઈ પર સ્થાપિત છે. અહીં દરેક વસ્તુ પોતાને એ જ રૂપમાં જાહેર કરે છે, જે વાસ્તવમાં તેનું રૂપ છે. સૂર્ય, ચંદ્ર, નદીઓ, પહાડ, વૃક્ષો, તારાઓ અને ગ્રહો બધા જ સત્ય પર સ્થાપિત છે. તેઓ પોતાને એવા જ બતાવે છે, જેવા તેઓ વાસ્તવમાં છે. ઈશ્વરની વિશાળ સૃષ્ટિમાં કોઈપણ વસ્તુ જૂઠ પર સ્થાપિત નથી. કોઈપણ વસ્તુ એવી નથી, જેની વાસ્તવિકતા કંઈ બીજી હોય અને તે પોતાને કોઈ અન્ય સ્વરૂપમાં જાહેર કરે.

આ જ પ્રકૃતિનું ચરિત્ર છે, જે અવકાશમાં ફેલાયેલ છે. મોમિન પણ તદ્દન આ જ ચરિત્ર ધરાવતો હોય છે. તે જૂઠ અને બેવડા ધોરણથી સંપૂર્ણપણે પર હોય છે. મોમિન સરાસર સચ્ચાઈ હોય છે. તેનું સંપૂર્ણ અસ્તિત્વ સચ્ચાઈમાં ઢળેલું હોય છે. તેને જોતાં જ એ પ્રતીત થવા લાગે છે કે તે અંદરથી બહાર સુધી એક સાચો માણસ છે.

સાચું બોલવું મોમિન માટે કેવળ એક નીતિ જ નહીં, બલ્કે તે તેનો દીન (ધર્મ) છે. સચ્ચાઈના મામલામાં સમાધાન કરવું તેના માટે સંભવ નથી. તે સાચું બોલે છે, એટલા માટે કે તેના વગર તે જીવંત રહી શકતો નથી. તે સાચું બોલે છે, એટલા માટે કે તે જાણે છે કે સાચું ન બોલવું પોતાની જાતનો ઇન્કાર છે, અને જે વસ્તુ સ્વયં પોતાની જાતનો ઇન્કાર છે તેનું આચરણ કોઈપણ વ્યક્તિ માટે સંભવ નથી.

# વચન

સામૂહિક અને સામાજિક જીવનમાં પરસ્પરના મામલાઓ કરતી વખતે વારંવાર એવું થાય છે કે એક વ્યક્તિ બીજા વ્યક્તિને કોઈ વચન આપે છે. આવું વચન દેખીતી રીતે બે વ્યક્તિઓ કે બે સમૂહો વચ્ચે હોય છે. પરંતુ તેમાં ત્રીજો પક્ષકાર ઈશ્વર હોય છે, જે સાક્ષીની હેસિયતે અનિવાર્યપણે તેમાં ઉપસ્થિત રહે છે. તેથી પ્રત્યેક વચન એક ઈશ્વરીય વચન બની જાય છે.

તેથી મોમિન વચન કે વાયદા વિશે ખૂબ જ સંવેદનશીલ હોય છે. તેનો એ વિશ્વાસ કે પ્રત્યેક વચન, જે બે વ્યક્તિઓ વચ્ચે આપવા-લેવામાં આવે, તે અલ્લાહના નિરીક્ષણમાં થાય છે અને અલ્લાહના ત્યાં તેનો હિસાબ થશે. આ વિશ્વાસ તેને મજબૂર કરે છે કે તે વચન વિશે અત્યંત જવાબદાર હોય. જ્યારે તે કોઈના સાથે કોઈ મામલામાં વચનબદ્ધ થઈ જાય, તો અનિવાર્યપણે તે તેને પૂરું કરે.

જે સમાજમાં લોકો આ ગુણ ધરાવતા હોય કે તે વચનનું પાલન અવશ્ય કરશે, એ સમાજનો દરેક વ્યક્તિ ભરોસાપાત્ર ચરિત્ર ધરાવનાર બની જાય છે. આવા સમાજમાં એ વિશિષ્ઠ ગુણ આવી જાય છે, જે બાકી સૃષ્ટિમાં વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે. આ સૃષ્ટિનો દરેક ભાગ અત્યંત સચ્ચાઈની સાથે પોતાનું કાર્ય કરી રહ્યો છે; જેમ કે - ગ્રહો અને તારાઓના ભ્રમણ વિશે અગાઉથી જાણી શકાય છે કે તે પછીના એકસો વર્ષ બાદ કે હજાર વર્ષ બાદ ક્યાં હશે. એ જ રીતે પાણી વિશે અગાઉથી એ જાણી શકાય છે કે તે કેટલા તાપમાને ઉકળવા લાગશે. એ જ પ્રમાણે સમગ્ર સૃષ્ટિ અગાઉથી જાણી શકાય એવું ચરિત્ર ધરાવનાર બની જાય છે.

જે સમાજમાં લોકો વચનનું પાલન કરવાવાળા બની ગયા હોય, એ સમાજમાં આપોઆપ બીજી અનેક ખૂબીઓ વિકસિત થવા લાગે છે; જેમ કે - આવા સમાજમાં લેવડ-દેવડના ઝઘડાઓ નથી થતા. આવા સમાજમાં એક-બીજા પર વિશ્વાસનું વાતાવરણ સ્થાપિત થઈ જાય છે. આવા સમાજમાં દરેક વ્યક્તિ શાંતિની સ્થિતિમાં હોય છે, કેમ કે એ ભય નથી હોતો કે તેને બીજાઓ તરફથી વચનભંગના મામલાનો સામનો કરવો પડશે.

વચનનું પાલન કરવું ઉચ્ચતમ્ નૈતિક ગુણ છે, અને ઈમાન (શ્રદ્ધા) વ્યક્તિને આ જ ઉચ્ચતમ્ નૈતિક ગુણ ધરાવનાર બનાવે છે.

# સ્વચ્છતા

મોમિન એક પવિત્ર માણસ હોય છે. સૌપ્રથમ ઈમાન (શ્રદ્ધા) તેના આત્માને પવિત્ર બનાવે છે. તેના પરિણામે તેનું બાહ્ય પણ પવિત્ર બની જાય છે. તેનો ઈમાની સ્વભાવ તેને એક સ્વચ્છતા-પ્રિય માણસ બનાવી દે છે.

મોમિન પોતાની નમાઝ માટે દરરોજ ઓછામાં ઓછા પાંચ વખત હાથ, પગ અને ચહેરાને ધોઈને 'વુઝૂ' કરે છે. તે દરરોજ એક વાર સ્નાન કરીને પોતાના આખા શરીરને પવિત્ર કરે છે. તેના કપડાં, ચાહે સાદા હોય, પણ તે હંમેશા ધોયેલા, સાફ-સુથરા કપડાં પહેરવાનું પસંદ કરે છે.

તેના સાથે તે પસંદ કરે છે કે તેનું ઘર સાફ-સુથરું રહે. તેથી દરરોજ ઘરની સફાઈ, સામાનને સારી રીતે ગોઠવવો, દરેક એવી વસ્તુથી ઘરને પવિત્ર રાખવું, જે દુર્ગંધ કે ગંદકી કરનાર હોય. આ તમામ વસ્તુઓ તેના દૈનિક જીવનના નિત્ય-ક્રમમાં સામેલ થઈ જાય છે. મોમિનને તેના વગર ચેન આવતું નથી કે તેના શરીરથી લઈને તેના ઘર સુધી દરેક વસ્તુ સાફ-સુથરી હોય.

સફાઈ અને સ્વચ્છતાની આ રુચિ માત્ર પોતાના શરીર અને પોતાના ઘર સુધી સીમિત નથી રહેતી. તેની આ રુચિ અને શોખ તેના ઘરના બહાર, તેના પાડોસ સુધી પહોંચી જાય છે. તે ઇચ્છે છે કે તે જ્યાં રહે, તેનું સમગ્ર વાતાવરણ સાફ-સુથરું રહે. તે એની પૂરેપૂરી કાળજી રાખે છે કે તે અથવા તેના ઘરના લોકો આસપાસના વાતાવરણને ગંદું કરવાનું કારણ ન બને. આ જ શિક્ષા તે બીજાઓને પણ આપે છે. તેને ત્યાં સુધી ચેન નથી આવતું, જ્યાં સુધી તે પોતાના પાસ-પડોસમાં સફાઈ-સુથરાઈનું વાતાવરણ ઊભું ન કરી દે.

સામાન્ય લોકો માટે સફાઈ અને સ્વચ્છતા કેવળ સફાઈ અને સ્વચ્છતા જ છે, પણ મોમિન માટે સફાઈ અને સ્વચ્છતા સામાન્ય અર્થમાં સફાઈ અને સ્વચ્છતા પણ છે અને તેના સાથે એ એક ઇબાદત (ઉપાસના) પણ છે, કેમ કે તે જાણે છે કે અલ્લાહ સાફ-સુથરા લોકોને પસંદ કરે છે.

વધુમાં એ કે મોમિનનું ઈમાન એ વાતની બાંહેધરી છે કે જ્યારે તે પોતાના શરીરને પવિત્ર અને સ્વચ્છ કરે, તો તેના સાથે જ તેનો આત્મા પણ પવિત્ર અને શુદ્ધ થઈ જાય છે, એટલા માટે કે જ્યારે તે શારીરિક પવિત્રતાનું કાર્ય કરે છે, તો બરાબર એ જ વખતે તેની એ પ્રાર્થના કે, 'હે અલ્લાહ ! તું મારા બાહ્યની સાથે મારા અંતરને પણ પવિત્ર કરી દે' તેના આત્માની પવિત્રતાનું માધ્યમ બની જાય છે.

# સહિષ્ણુતા અને ઉદારતા

સહિષ્ણુતા અને ઉદારતા એક ઉચ્ચ માનવીય અને ઈસ્લામી ગુણ છે. સહિષ્ણુતા અને ઉદારતાનો અર્થ બીજાઓનો આદર કરવો છે. તેના સામે અસહિષ્ણુતા એ છે કે વ્યક્તિ માત્ર પોતાને જ જાણે, બીજાઓની અપેક્ષાઓથી અજાણ બની જાય, તેની અવગણના કરે. સહિષ્ણુતા એક ઉચ્ચ માનવીય ભાવના છે. તેને શરીઅતમાં જુદા-જુદા શબ્દોમાં વર્ણવવામાં આવેલ છે; જેમ કે - મિત્રતા, હ્રદય જીતવા, પ્રાણીઓ-મનુષ્યો પ્રત્યે દયા વગેરે.

વ્યક્તિના અંદર જ્યારે ઈશપરાયણતા અને સાચી ધાર્મિકતા આવે છે, તો તે સ્વાર્થના કારણે પેદા થતી તમામ બૂરાઈઓથી ઉપર ઉઠી જાય છે. તે પોતાની જાતમાં જીવવાને બદલે સચ્ચાઈઓમાં જીવવા લાગે છે. આવો માનવી તદ્દન પોતાની પ્રકૃતિ મુજબ બીજાઓને પ્રેમની નજરથી જોવા લાગે છે. તે બીજાઓથી કોઈ વસ્તુની અપેક્ષા નથી રાખતો, તેથી બીજાઓ જો તેનો વિરોધ કરે અથવા તેના સાથે સારું વર્તન ન કરે, તો પણ તે બીજાઓનો હિતેચ્છુ બની રહે છે, તો પણ તે બીજાઓ સાથે ઉદારતા દાખવે છે, તો પણ તે બીજાઓની સાથે પોતાના સહિષ્ણુતાભર્યા વ્યવહારને બાકી રાખે છે.

સહિષ્ણુતા એ છે કે વ્યક્તિ દરેક સ્થિતિમાં બીજાઓનો આદર કરે, ચાહે તે તેના પક્ષમાં હોય કે તેના વિરોધમાં. તે દરેક સ્થિતિમાં બીજાઓને ઉચ્ચ માનવીય દરજ્જો આપે, ચાહે તે તેનો પોતાનો હોય કે પારકો. તે બીજાઓના મામલાને દરેક સ્થિતિમાં સહાનુભૂતિનો મામલો સમજે, ચાહે બીજાઓ તરફથી દેખીતી રીતે દુર્વ્યવહારનો અનુભવ કેમ ન થયો હોય.

સહિષ્ણુતાનો અર્થ વાસ્તવમાં બીજાઓ પ્રત્યે ઉદારતા છે. સામૂહિક અને સામાજિક જીવનમાં અનિવાર્યપણે એક-બીજા પ્રત્યે મતભેદો હોય છે. ધર્મ, સંસ્કૃતિ, રિવાજ અને અંગત રુચિ-અભિરુચિઓમાં ફરક દરેક સમાજમાં હોય છે. આવી પરિસ્થિતિમાં ઉચ્ચ માનવીય રીત એ છે કે વ્યક્તિ પોતાના સિદ્ધાંતો પર યથાવત રહીને બીજાઓની સાથે ઉદારતા અને વિશાળ-હ્રદયતાની રીત અપનાવે. તે પોતાની જાતના મામલામાં સિદ્ધાંતવાદી હોય, પણ બીજાઓના મામલામાં સહિષ્ણું. તે પોતાને પોતાના માપદંડ અને આદર્શના પ્રકાશમાં જુએ, પણ જ્યારે બીજાઓનો મામલો હોય તો તે સહિષ્ણુતા અને ઉદારતાની રીત અપનાવે. આ સહિષ્ણુતા અને ઉદારતા માનવીય સૌજન્યશીલતાનો અનિવાર્ય તકાદો છે. ઈસ્લામ વ્યક્તિમાં આ જ ઉચ્ચ સૌજન્યશીલતા પેદા કરે છે.

# વાદ-વિવાદ અને ટકરાવથી બચવું

ઈસ્લામનો એક મહત્ત્વનો સામાજિક સિદ્ધાંત વાદ-વિવાદ અને ટકરાવથી બચવું છે; અર્થાત્ ફરિયાદ અને મતભેદના પ્રસંગે ટકરાવથી બચવું. ઉશ્કેરાટ વખતે પ્રતિક્રિયાની રીત ન અપનાવતાં પોતાને હકારાત્મક વલણ પર કાયમ રાખવું.

પ્રત્યેક પુરુષ અને સ્ત્રીનો સ્વભાવ બીજા પુરુષ અને સ્ત્રીથી અલગ હોય છે. એ જ પ્રમાણે એક-બીજા વચ્ચે બીજી અનેક ભિન્નતાઓ હોય છે, જેના કારણે વારંવાર એકને બીજાથી અણગમાનો અનુભવ થાય છે, એકને બીજાથી મતભેદની સ્થિતિ ઊભી થઈ જાય છે. સામૂહિક જીવનમાં, ચાહે તે ઘરના અંદરની હોય કે ઘરના બહારની, આ પ્રકારની અપ્રિય સ્થિતિનું ઊભું થવું તદ્દન સ્વાભાવિક છે. આને રોકવું કોઈપણ રીતે સંભવ નથી.

હવે એક રીત એ છે કે દરેક મતભેદથી ટકરાવ ઊભો કરવામાં આવે, દરેક અણગમાથી પ્રત્યક્ષરૂપે સામનો કરીને તેને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે. આ પ્રકારની કોશિશ અસ્વાભાવિક છે, એટલા માટે કે તે સમસ્યાને માત્ર વધારનાર છે, તે કદાપિ તેને ઓછી કરનાર નથી.

ઈસ્લામમાં આવા પ્રસંગોએ બચવાની શિક્ષા આપવામાં આવી છે; અર્થાત્ અણગમાની સ્થિતિને દૂર કરવાને બદલે તેને સહન કરવું, ઉશ્કેરણીનો સામનો કરવાને બદલે તેની અવગણના કરવી, મતભેદ છતાં લોકોની સાથે એક બનીને રહેવું.

ઈસ્લામ અનુસાર આ કેવળ એક સામાજિક પદ્ધતિ જ નથી, બલ્કે આ એક મહાન પુણ્ય પણ છે. લોકોની વચ્ચે સારી રીતે રહેવું સામાન્ય સ્થિતિમાં પણ એક પુણ્ય છે, પરંતુ જ્યારે કોઈ વ્યક્તિ ફરિયાદ અને મતભેદ છતાં લોકોની સાથે સારું વલણ અપનાવે, તે પોતાની નકારાત્મક ભાવનાઓને કાબૂમાં રાખીને હકારાત્મક વલણ અપનાવે, તો તેનું પુણ્ય ખૂબ વધી જાય છે. ઈશ્વરના ત્યાં આવા લોકોની ગણના 'મુહસિનીન'માં કરવામાં આવશે, અર્થાત્ એ લોકો જેમણે દુનિયાના જીવનમાં સર્વશ્રેષ્ઠ ચરિત્ર અને ઉચ્ચ માનવતાનો પુરાવો આપ્યો.

વાદ-વિવાદ અને ટકરાવથી બચ્યા વગર ઉચ્ચ માનવીય ચરિત્ર પર અટલ રહેવું સંભવ નથી.

# મતભેદ થાય ત્યારે...

મતભેદ જીવનનો એક ભાગ છે. જુદા-જુદા કારણોસર લોકોની વચ્ચે મતભેદો ઊભા થતા રહે છે. જે રીતે સામાન્ય લોકોની વચ્ચે મતભેદો હોય છે, એ જ રીતે નિઃસ્વાર્થ અને મોમિનોની વચ્ચે પણ મતેભેદો ઊભા થતા હોય છે. મતભેદને રોકી શકાતા નથી. અલબત્ત, એ બની શકે છે કે મતભેદ છતાં વ્યક્તિ પોતાને સાચા વલણ પર યથાવત રાખે.

મોમિન એ છે, જે મતભેદને નિયતનો પ્રશ્ન ન બનાવે. મતભેદને એ જ વર્તુળ સુધી સીમિત રાખે, જ્યાં મતભેદ પેદા થયો છે. એક મામલામાં મતભેદના કારણે કોઈને દરેક બાબતે ખોટો સમજી લેવું, એક મામલામાં મતેભદ ઊભો થયા પછી તેને દંભી, બદઈરાદાવાળો અને સ્વાર્થી કહેવા લાગવું, એ સરાસર બિનઈસ્લામી રીત છે.

મતભેદ ઊભો થાય એ વખતે સંબંધો સમાપ્ત કરી નાખવા યોગ્ય નથી. મતભેદની બાબતમાં ગંભીર ચર્ચા ચાલુ રાખીને પારસ્પારિક સંબંધોને અવિરત સ્થાપિત રાખવા જોઈએ. મતભેદવાળા વ્યક્તિ સાથે બોલવા-ચાલવાનું બંધ કરી દેવું કે તેના સાથે ઉઠવા-બેસવાનું છોડી દેવું કોઈપણ સ્થિતિમાં ઉચિત નથી.

વર્તમાન દુનિયામાં દરેક વસ્તુ પરીક્ષા માટે છે. એ જ રીતે મતભેદ પણ પરીક્ષા માટે છે. વ્યક્તિએ મતભેદ વખતે બરાબર સાવધાન રહેવું જોઈએ. તે સતત કોશિશ કરે કે તેનાથી કોઈ એવી ખોટી પ્રતિક્રિયા પ્રદર્શિત ન થઈ જાય, જે અલ્લાહને પસંદ નથી.

મતભેદ વખતે ન્યાય પર કાયમ રહેવું નિઃસંદેહ એક મુશ્કેલ કામ છે. પરંતુ તેનું પુણ્ય પણ ખૂબ વધારે છે. ઈસ્લામમાં દરેક યોગ્ય કાર્ય એક ઈબાદત છે. આ પણ એક ઉચ્ચ પ્રકારની ઈબાદત છે કે મતભેદ અને વિવાદની સ્થિતિમાં પણ વ્યક્તિ પોતાના મનને દુશ્મની અને વેરભાવનાથી બચાવે, મતભેદ હોવા છતાં તે ન્યાયના વલણ પર યથાવત રહે.

મતભેદ ઊભો થવો ખરાબ નથી, ખરાબ એ છે કે મતભેદ ઊભો થયા પછી વ્યક્તિ પરીક્ષામાં પૂરો ન ઊતરે. મતભેદ વખતે તકવા (સંયમ)ની સીમામાં રહેવું મહાન ઈસ્લામી આચરણ છે, અને મતભેદ વખતે તકવા (સંયમ)ની સીમાથી નીકળી જવું અત્યંત સંગીન પ્રકારનું બિનઈસ્લામી કાર્ય.

# પાડોસી

પાડોસી કોઈપણ વ્યક્તિનો સૌથી નજીકનો સાથી છે. ઘરના લોકો પછી કોઈ વ્યક્તિનો સામનો સૌથી પહેલા જે લોકોનો થાય છે, તે તેના પાડોસી છે. પાડોસીને ખુશ રાખવા, તેમના સાથે સારા સંબંધો સ્થાપિત કરવા, ઈશપરાયણ જીવનનું એક મહત્ત્વનું પાસું છે.

પાડોસી ચાહે પોતાના ધર્મનો હોય કે અન્ય ધર્મનો, ચાહે પોતાની જાતિનો હોય કે બીજી જાતિનો, દરેક સ્થિતિમાં તેની કાળજી રાખવી પડે છે. દરેક સ્થિતિમાં તેનો એ હક્ક અદા કરવામાં આવશે, જે શરીઅત (ઇસ્લામી કાનૂન) અને માનવતાનો તકાદો છે.

હદીસમાં છે કે અલ્લાહના પયગંબર હઝરત મુહમ્મદ (ﷺ) એ ફરમાવ્યું કે અલ્લાહના સોગંદ ! એ મોમિન (મુસલમાન) નથી, અલ્લાહના સોગંદ ! એ મોમિન નથી, અલ્લાહના સોગંદ ! એ મોમિન નથી, જેની બૂરાઈઓથી તેનો પાડોસી શાંતિમાં ન હોય. આ હદીસ અનુસાર કોઈ મુસલમાન, જો પોતાના પાડોસીને સતાવે, તે એ રીતે રહે કે તેના પાડોસીઓને તેનાથી તકલીફ પહોંચે, તે પોતાના પાડોસી માટે દુઃખનું કારણ બની જાય, તો એવા મુસલમાનનું ઈમાન અને તેનો ઇસ્લામ જ સંદિગ્ધ થઈ જશે.

કોઈ વ્યક્તિની માનવતા અને તેની ધાર્મિક ભાવનાની પહેલી કસોટી તેનો પાડોસી છે. પાડોસી એ વાતની ઓળખ છે કે વ્યક્તિના અંદર માનવ-ભાવના છે કે નહીં, અને એ કે તે ઇસ્લામી આદેશો વિશે સંવેદનશીલ છે કે સંવેદનહીન.

કોઈ વ્યક્તિનો પાડોસી તેનાથી ખુશ હોય, તો સમજી લેવું જોઈએ કે તે વ્યક્તિ સાચો માણસ છે, અને જો તેનાથી તેનો પાડોસી નારાજ હોય, તો તે એ વાતનો પુરાવો હશે કે તે વ્યક્તિ સાચો નથી.

પાડોસી વિશે શરીઅતના જે આદેશો છે તેનાથી અંદાજ આવે છે કે મોમિન પોતાના પાડોસી સાથે બિનશરતી ઉદારતા દાખવે. તે પાડોસીના વલણની અવગણના કરીને તેના સાથે સદ્વ્યવહારની કોશિશ કરે.

સારા પાડોસી બનવું સ્વયં વ્યક્તિના સારા માનવી હોવાનો પુરાવો છે. આવા જ માનવીને ઈશ્વર પોતાની કૃપાઓમાં ભાગીદાર બનાવશે.

# અલ્લાહના બંદાઓના હક્કો

મોમિન પર એક જવાબદારી એ છે, જે અલ્લાહ (ઈશ્વર) તરફથી તેના પર લાગુ થાય છે. તેને ‘હુકૂકુલ્લાહ’ (અલ્લાહના હક્કો) કહેવામાં આવે છે; અર્થાત્ અલ્લાહને તેના પરિપૂર્ણ ગુણોની સાથે માનવું, તેની ઉપાસના કરવી, તેના સમક્ષ પોતાને જવાબદાર સમજવું, પોતાને એ માટે રાજી કરવું કે જ્યારે પણ અલ્લાહની કોઈ માંગ સામે આવશે તો તે તેને તરત જ માની લેશે અને હૃદયપૂર્વક તેનું પાલન કરશે.

મોમિનની બીજી જવાબદારી એ છે, જેને ‘હુકૂકુલ ઈબાદ’ કહે છે, અર્થાત્ બંદાઓના હક્કો. આ એ જવાબદારી છે, જે તેના શિરે બીજા માનવીઓના સંબંધે લાગુ થાય છે. દરેક એ પુરુષ કે સ્ત્રી, જે તેનો રિશ્તેદાર હોય કે જે તેનો પાડોસી હોય કે જે તેનો દેશવાસી હોય કે જેણે તેના સાથે વ્યવહાર કર્યો હોય, દરેકનો તેના માથે કોઈ-ને-કોઈ હક્ક છે. આ હક્કોને અદા કરવા મોમિનની અનિવાર્ય જવાબદારી છે. આ હક્કોને અદા કર્યા વગર તે અલ્લાહની મદદને પાત્ર બની શકતો નથી.

અલ્લાહના બંદાઓના હક્કોથી શું અભિપ્રેત છે ? આનાથી અભિપ્રેત એ છે કે જ્યારે પણ અને જ્યાં પણ કોઈ મોમિનનો બીજા લોકો સાથે વ્યવહાર કરવાનો મામલો આવે, તો તે તેના સાથે એ જ વ્યવહાર કરે જે ઈસ્લામી તકાદાઓ અનુસાર હોય, તે તેમના સાથે કોઈ એવું વર્તન ન કરે જે ઈસ્લામના આદર્શ પર પૂરું ન ઊતરતું હોય.

જેમ કે - બીજાનો આદર કરવો અને તેને અપમાનિત ન કરવો. બીજાને લાભ પહોંચાડવો, અને જો લાભ ન પહોંચાડવું સંભવ ન હોય તો ઓછામાં ઓછું નુકસાનથી તેને બચાવવો. બીજાઓને આપેલ વચનને પૂરું કરવું અને ક્યારેય પણ તેનું ઉલ્લંઘન ન કરવું. બીજાની ધન-સંપત્તિ પર અનુચિત કબજો કરવાની કોશિશ ન કરવી. બીજાની સાથે દરેક સ્થિતિમાં ન્યાય કરવો અને ક્યારેય અન્યાયનો મામલો ન કરવો. દરેકની સાથે સદ્ભાવના રાખવી અને કોઈના વિરુદ્ધ કોઈ પ્રમાણ વગર દુર્ભાવના ન રાખવી. દરેકને તેના હિત અનુસાર તેમની ભલાઈની સલાહ આપવી અને ક્યારેય કોઈને ખરાબ સલાહ ન આપવી... વગેરે.

દરેક વ્યક્તિ બીજા વિશે પોતાની માનવીય જવાબદારીઓને અદા કરે. આનું જ નામ ‘હુકૂકુલ ઈબાદ’ (અલ્લાહના બંદાઓના હક્કો) છે.

# માનવી અંગેની કલ્પના

માનવી અલ્લાહ (ઈશ્વર)નો બંદો (દાસ) છે. અલ્લાહે એક યોજના હેઠળ માનવીનું સર્જન કર્યું છે. તે એ કે દુનિયામાં એક મુદ્દત સુધી રાખીને તેની પરીક્ષા કરે. પછી તેમાંથી જે માનવી પરીક્ષામાં પૂરો ઊતરે તેને સ્વીકૃતિ અને ઇનામ આપવામાં આવે, અને જે લોકો આ પરીક્ષામાં પૂરા ન ઊતરે તેમને રદ કરી દેવામાં આવે.

આ પરીક્ષાના હેતુને ધ્યાનમાં રાખીને દુનિયાના જીવનમાં માનવીને સ્વતંત્રતા આપવામાં આવી છે. અહીં માનવીને જે કંઈપણ મળે છે, તે તેનો હક્ક નથી, તે માત્ર તેની પરીક્ષાનું પ્રશ્ન-પત્ર છે. દરેક પરિસ્થિતિ એક પરીક્ષા છે, અને દરેક પરિસ્થિતિમાં માનવીએ તેના અનુસાર પોતાનું અપેક્ષિત કાર્ય કરવું જોઈએ.

માનવી માટે સાચું વલણ એ નથી કે તેની ઇચ્છા અને તેની બુદ્ધિ તેને જે તરફ લઈ જાય, તે એ તરફ ચાલી નીકળે, બલ્કે સાચું વલણ એ છે કે તે પોતાના સર્જનની ઈશ્વરીય યોજનાને સમજે અને તેના પર વિશ્વાસ કરીને તેના અનુસાર પોતાના જીવનનું નિર્માણ કરે.

માનવી પોતાની વર્તમાન સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને ઈશ્વરીય યોજનાથી ચલિત થઈ શકે છે, પણ તે પોતાને દુર્માર્ગના પરિણામથી બચાવી શકતો નથી.

આ પરિસ્થિતિમાં દરેક માનવીનું પોતાનું એ હિત છે કે તે પોતાના જીવનની દિશા નિર્ધારિત કરવામાં અત્યંત સાવધાન રહે. પોતાની મરજીને માર્ગદર્શક બનાવવાને બદલે તે અલ્લાહની મરજીને પોતાનો માર્ગદર્શક બનાવે. પોતાની ઇચ્છાઓની પાછળ દોડવાને બદલે તે અલ્લાહના આદેશોના પાલનમાં પોતાનું જીવન વિતાવે.

માનવી અલ્લાહના સર્જનની ઉત્કૃષ્ટ કૃતિ છે, પણ તેના સાથે-સાથે તે અલ્લાહની સર્જનની યોજના હેઠળ છે. આ જ બંને પાસાઓનું ધ્યાન રાખવામાં માનવની પ્રગતિ અને ઉન્નતિનું રહસ્ય છુપાયેલ છે.

માનવીએ આધુનિક ઔદ્યોગિક સભ્યતા બનાવવામાં એ રીતે પ્રગતિ હાંસલ કરી છે કે તેણે પ્રકૃતિના કાનૂનની ખોજ કરીને તેનો ઉપયોગ કર્યો. એ જ રીતે આગામી દુનિયાની મહાનતમ્ સફળતા માનવીને માત્ર ત્યારે મળશે, જ્યારે કે તે માનવતા વિશે અલ્લાહની સર્જનની યોજનાને જાણે અને તેને યોગ્ય રીતે અપનાવતાં પોતાના જીવનનું નિર્માણ કરે.

# જનસેવા

મોમિનમાં જે ઉચ્ચ ભાવનાઓ હોવી જોઈએ, તેમાંથી એક જનસેવા છે; અર્થાત્ અલ્લાહ (ઈશ્વર)ના બંદાઓને કામ લાગવું. લોકોની જરૂરિયાતોને પૂરી કરવી. કોઈ વળતરની આશા રાખ્યા વગર દરેકની જરૂરતો પૂરી કરવી.

બીજાઓને કામ લાગવું વાસ્તવમાં પોતાના માટે ઈશ્વરીય કૃપાનો સ્વીકાર કરવું છે. એ જ વ્યક્તિ બીજાઓને કામ લાગે છે, જેનામાં બીજાઓની સરખામણીમાં કંઈક વધારે ગુણો જોવા મળતા હોય; જેમ કે આંખવાળા વ્યક્તિનું કોઈ આંખ વગરના વ્યક્તિને કામ આવવું, એક તંદુરસ્ત માણસનું કોઈ અપંગના કામ આવવું, એક ધનવાનનું નિર્ધન વ્યક્તિને કામ આવવું, એક સંપન્ન વ્યક્તિનું કોઈ નિર્ધન માણસને કામ આવવું.

આવા દરેક પ્રસંગે જ્યારે અલ્લાહે પ્રદાન કરેલ પોતાની કોઈ હેસિયતના કારણે માણસ કોઈની મદદ કરે છે, તો તે આવું કરીને અલ્લાહના ઉપકારનો સ્વીકાર કરે છે. તે મૌન ભાષામાં કહી રહ્યો હોય છે કે હે અલ્લાહ ! જે કંઈ મારા પાસે છે, તે તારું જ પ્રદાન કરેલું છે. હવે હું પુનઃ તેને તારા માર્ગમાં ખર્ચ કરી રહ્યો છું. તું હવે વધારે અમારા બંને માટે તારી કૃપાઓ અને બરકતો લખી દે.

જનસેવાનું કામ કરીને માણસ માત્ર બીજાની મદદ નથી કરતો, બલ્કે સ્વયં પોતાની હેસિયતને ઉન્નત કરે છે. મળેલ વસ્તુનો કેવળ પોતાના માટે ઉપયોગ કરવો, જાણે કે પશુના સ્તરે જીવવું છે, કેમ કે પશુ પણ આ જ કરે છે કે જે કંઈ તેના પાસે છે, તે માત્ર તેનું છે, તેમાં કોઈ અન્ય પશુનો ભાગ નથી.

પરંતુ માનવીનું સ્તર આનાથી ઉચ્ચ છે. માનવી તમામ સર્જનોમાં સૌથી શ્રેષ્ઠ છે. માનવીના ઉચ્ચ સ્તર અનુસાર જે વલણ છે તે માત્ર એ છે કે તે પોતાની જાતના કોચલામાં બંધ થઈને ન જીવે, બલ્કે સમગ્ર માનવતાને પોતાના અંદર સમેટી લે. તે દુનિયામાં એ રીતે જીવન વીતાવે કે તે બીજાઓનો હિતેચ્છુ હોય, બીજાઓની સેવા કરવા માટે તૈયાર રહેતો હોય. તે પોતાની પૂંજીમાં બીજાઓના હક્કનો સ્વીકાર કરે.

જનસેવા બીજા શબ્દોમાં માનવ-સેવા છે અને અલ્લાહની ઇબાદત પછી માનવ-સેવાથી મોટું કોઈ બીજું કામ નથી.

# સમાનતા

ઈસ્લામની દૃષ્ટિએ તમામ માનવો સમાન છે. ઈસ્લામના પયગંબરે (ﷺ) હજ્જતુલ-વિદાઅ (અંતિમ હજ્જ) પ્રસંગે ઘોષણા કરી કે કોઈ આરબને કોઈ બિનઆરબ પર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, કોઈ ગોરાને કોઈ કાળા પર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, શ્રેષ્ઠતાનો આધાર માત્ર તકવા (ઈશભય, સંયમ) છે, ન કે રંગ અને વંશ.

માનવોમાં દેખીતી રીતે રંગ અને વંશ વગેરેની રીતે ઘણો ભેદ જોવા મળે છે. પરંતુ આ ભેદ ઓળખ માટે છે, ન કે શ્રેષ્ઠતા માટે. સામાજિક અને જાતિની જીવન વ્યવસ્થા બનાવવા માટે જરૂરી છે કે લોકોમાં એવી વિશેષતાઓ હોય કે તેઓ એક-બીજાને ઓળખી શકે. આ સામાજિક આવશ્યકતાના આધારે અલ્લાહે (ઈશ્વરે) માનવોમાં ભિન્ન-ભિન્ન રીતે એવા બાહ્ય ભેદ રાખ્યા છે, જેથી દુનિયાની વ્યવસ્થા અને પરસ્પરના વ્યવહારો સરળતાથી ચાલી શકે.

પરંતુ આ તમામ બાહ્ય ભેદ માત્ર દુનિયાની ઓળખ માટે છે. જ્યાં સુધી માનવીની વાસ્તવિક શ્રેષ્ઠતાનો સંબંધ છે, તે બધા જ આંતરિક ગુણો પર આધારિત છે. તેથી હદીસમાં આવે છે કે અલ્લાહ લોકોના હ્રદયોને જુએ છે, તે તેમના શરીરોને નથી જોતો; અર્થાત્, શારીરિક ભેદનો સંબંધ માનવીય વ્યવહારોથી છે. ઈશ્વરના ત્યાં માત્ર એ લોકોને ઉચ્ચ દરજ્જો મળશે, જેઓ પોતાની આંતરિક વિશેષતાઓની રીતે નોંધપાત્ર પુરવાર થયા હોય.

ઈસ્લામી વ્યવસ્થાના પ્રત્યેક વિભાગમાં આ માનવ-સમાનતાને ધ્યાનમાં રાખવામાં આવેલ છે. નમાઝમાં બધા લોકો એક સાથે પંક્તિમાં ઊભા હોય છે. હજ્જમાં સમગ્ર દુનિયામાંથી મુસલમાનો એક જ પ્રકારના પોશાક પહેરીને હજ્જની વિધિઓ અદા કરે છે. એ જ પ્રમાણે ઈસ્લામની સામૂહિક વ્યવસ્થામાં દરેક વ્યક્તિને એ જ દરજ્જો પ્રાપ્ત છે, જે બીજા વ્યક્તિ માટે છે, ન કે કોઈના માટે ઓછો અને ન કોઈના માટે વધારે.

ઈસ્લામની દૃષ્ટિએ દરેક પ્રકારની મોટાઈ માત્ર એક અલ્લાહ (ઈશ્વર) માટે છે. માનવીઓ પરસ્પરના બાહ્ય ભેદ છતાં, બધા જ સમાનરૂપે અલ્લાહના બંદાઓ છે. માનવી અને ઈશ્વર વચ્ચે નિશ્ચિતરૂપે ભેદ છે, પણ માનવી અને માનવી વચ્ચે કોઈપણ પ્રકારનો કોઈ ભેદ નથી.

# માનવ-બંધુત્વ

ઈસ્લામ અનુસાર તમામ માનવો એક અલ્લાહે પેદા કરેલ છે. તેથી તમામ માનવો એક બિરાદરી છે અને પરસ્પર ભાઈ-ભાઈ છે. માનવી અને માનવી વચ્ચે ભેદ કરવો અલ્લાહને પસંદ નથી.

માનવ-જાતિનો આરંભ એક જોડાથી થયો, જેને આદમ અને હવ્વા કહે છે. માનવો ચાહે ગમે ત્યાં હોય અને કોઈપણ દેશમાં હોય, સૌ આ જ એક માતા-પિતાના વંશથી છે. રંગ અને ભાષા અને બીજી વસ્તુઓનો ભેદ કેવળ ભૌગોલિક કારણોસર ઊભો થયો છે. જ્યાં સુધી મૂળનો સંબંધ છે, તમામ માનવો છેવટે આદમ અને હવ્વાની સંતાન છે અને તેમાંથી જ નીકળીને સમસ્ત દુનિયામાં ફેલાયા છે.

ઈસ્લામની શિક્ષા એ છે કે રંગ અને ભાષા અને અન્ય વસ્તુઓના ભેદના કારણે લોકો એક-બીજાને અજાણ્યા ન સમજે. આનાથી વિપરીત એ હોવું જોઈએ કે દરેકના હ્રદયમાં બીજા માટે સૌહાર્દ અને સ્નેહ-સંબંધ હોય. દરેકને બીજાથી પ્રેમ હોય. દરેક બીજાના કામ આવે. બધા માનવીઓ વ્યાપક અર્થમાં હળી-મળીને એ જ રીતે રહે, જે રીતે લોકો પોતાના સીમિત પરિવારમાં રહે છે.

વાસ્તવિકતા એ છે કે એક માનવી અને બીજા માનવી વચ્ચે જે સંબંધ છે, તે અજનબીનો નહીં, બલ્કે પરિચિતનો છે. અંતરનો નહીં, બલ્કે નિકટતાનો છે. નફરતનો નહીં, બલ્કે પ્રેમનો છે.

જ્યારે તમામ માનવીઓ એક માતા-પિતાની સંતાન છે, તો તેનો અર્થ એ પણ છે કે તમામ માનવીઓ સમાન છે. અહીં ન કોઈ નાનો માણસ છે અને ન મોટો માણસ. નાના અને મોટાનો ભેદ માનવી અને માનવી વચ્ચે નથી, બલ્કે માનવી અને ઈશ્વર વચ્ચે છે. જ્યાં સુધી માનવીનો સંબંધ છે, તમામ માનવીઓ એક-બીજાની સામે સમાન હેસિયત ધરાવે છે, અલબત્ત ઈશ્વરની તુલનામાં કોઈ માનવી મોટો નથી. તમામ માનવીઓ સમાનરૂપે અલ્લાહના બંદાઓ અને સર્જન છે. અલ્લાહ સૌને એક નજરથી જુએ છે. તે પોતાના સર્જનોમાં એક અને બીજાની વચ્ચે કોઈપણ પ્રકારનો ભેદ કરતો નથી.

# પૂર્વગ્રહ નહીં

ઇસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ (ﷺ)ના કાળમાં ઘણા લોકો ઇસ્લામના વિરોધી થઈ ગયા તથા ઇસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ ષડયંત્રો રચવા લાગ્યા. કુર્આનમાં ઘણી જગ્યાએ આવા પ્રસંગોનો ઉલ્લેખ આવ્યો છે. પરંતુ કુર્આનમાં તેના સામે જે યુક્તિ બતાવવામાં આવી તે એ નહોતી કે તમે તેમના ષડયંત્રોને ઉઘાડા પાડો, તેમના વિરુદ્ધ જવાબમાં આંદોલન ચલાવો, તેમના ષડયંત્ર અને દુશ્મનીને સમાપ્ત કરવા માટે તેમના સાથે લડાઈ કરો. આનાથી વિપરીત કુર્આનમાં પયગંબર ﷺ અને પયગંબરના સાથીઓને માત્ર એક નિર્દેશ કરવામાં આવ્યો, અને તે અલ્લાહ પર ભરોસાનો છે; અર્થાત્ ષડયંત્રો અને દુશ્મનોને અવગણીને કેવળ અલ્લાહ પર ભરોસો કરો. આ પ્રકારની વાતોથી નિસ્પૃહ થઈને પોતાની હકારાત્મક પ્રવૃત્તિઓને ચાલુ રાખો.

આ એક ખૂબ જ મહત્ત્વનું માર્ગદર્શન હતું. આના વડે મહાન અલ્લાહે મુસલમાનોના મનો-મસ્તિષ્કને નકારાત્મક વિચારથી હટાવીને હકારાત્મક વિચાર તરફ વાળી દીધા. એક શબ્દમાં આ કુર્આની શિક્ષાનો અર્થ એ હતો કે : બીજાઓમાં જીવવાને બદલે પોતાનામાં જીવો.

જો તમારા મનમાં એ વાત બેસી જાય કે બીજા લોકો તમારા વિરુદ્ધ ષડયંત્ર રચી રહ્યા છે, તમામ લોકો તમારા દુશ્મન બની ગયા છે, તો તેનું પરિણામ એ હશે કે તમે દરેક પર શંકા કરવા લાગશો, ત્યાં સુધી કે સ્વયં પોતાના સમૂહનો કોઈ વ્યક્તિ સહિષ્ણુતાની વાત કરશે, તો તમે તેના ઊલટા અર્થમાં લઈને એવું સમજશો કે આ દુશ્મનનો એજન્ટ છે, અને એ રીતે તમે પોતે પોતાના લોકોને પોતાનાથી દૂર કરીને પોતાને નબળા બનાવી લેશો.

ષડયંત્ર કે વૈમનસ્યનું એક નુકસાન એ છે કે આવા લોકો તટસ્થ અને વસ્તુલક્ષી વિચારને ખોઈ નાખે છે. તેમની વિચારવાની શૈલી પક્ષપાતપૂર્ણ અને પૂર્વગ્રહયુક્ત બની જાય છે. તેઓ હકીકતોને એ રીતે નથી જોઈ શકતા, જેવી કે તે છે. તેમનું ઉદાહરણ એ વ્યક્તિ જેવું બની જાય છે, જેમને પોતાની આંખમાં કોઈ ખરાબીના કારણે બગીચામાં કેવળ કાંટાઓ દેખાય છે. આવો વ્યક્તિ જાણે એક 'ફૂલ-બ્લાઇન્ડ' વ્યક્તિ છે. તેને આખો બગીચો માત્ર કાંટાઓથી ભરેલો દેખાશે, જ્યારે કે બરાબર એ વખતે બગીચામાં હજારો સુંદર ફૂલો ખીલેલા હશે, પરંતુ તે તેમને જોવાથી વંચિત હશે.

# શાંતિ-પ્રિયતા

મોમિન એક શાંતિપ્રિય માણસ હોય છે. ઈમાન અને શાંતિ-પ્રિયતા એવા એક-બીજાથી મળેલા છે કે મોમિન દરેક પરિસ્થિતિમાં શાંતિને યથાવત રાખવાની કોશિશ કરે છે. તે કોઈપણ વસ્તુને ખોવા તૈયાર થઈ જાય છે, પણ તે શાંતિને ખોવાનું પસંદ કરતો નથી.

મોમિન વર્તમાન દુનિયામાં જે પ્રકારનું જીવન વીતાવવા ઇચ્છે છે, તે માત્ર શાંતિની સ્થિતિમાં જ વીતાવી શકાય છે. શાંતિની સ્થિતિ મોમિન માટે તકો ઉપલબ્ધ કરે છે અને અશાંતિની સ્થિતિ મોમિન માટે પ્રતિકૂળ સ્થિતિની હેસિયત રાખે છે.

શાંતિ હંમેશા બલિદાન માગે છે. તે બલિદાન એ કે બીજી તરફથી અશાંતિના પરિબળો ઉત્પન્ન થઈ જાય, તો પણ તેની અવગણના કરીને શાંતિની સ્થિતિને બહાલ રાખવામાં આવે. મોમિન હંમેશા આ બલિદાન આપવા તૈયાર રહેતો હોય છે. તે ગમે તેવા નુકસાન અને અતિરેકને સહન કરે છે, જેથી શાંતિની સ્થિતિ ન તૂટે, જેથી શાંતિની સ્થિતિ અવિરત કાયમ રહે.

મોમિન અંદરથી બહાર સુધી એક રચનાત્મક માણસ હોય છે. તેની રચનાત્મક પ્રવૃત્તિઓ માત્ર શાંતિની સ્થિતિમાં ચાલુ રહી શકે છે. તેથી તે કોઈપણ ભોગે શાંતિને યથાવત રાખે છે, જેથી તેની રચનાત્મક પ્રવૃત્તિઓ અવરોધ વગર ચાલુ રહે.

મોમિન પ્રકૃતિના ઉપવનનું એક ફૂલ છે. ફૂલ ગરમ હવામાં મુરઝાઈ જાય છે અને શીતળ હવામાં પોતાના મોહક અસ્તિત્વને બાકી રાખે છે. આ જ સ્થિતિ મોમિનની છે. શાંતિ મોમિનની અનિવાર્ય જરૂરત છે. શાંતિ મોમિનનું જીવન છે. મોમિન લાલસાની હદ સુધી શાંતિનો ઇચ્છુક હોય છે, જેથી તેના માનવ-વૃક્ષ પર ઈમાનનું ફૂલ ખીલે અને કોઈ અવરોધ વગર પ્રકૃતિના વાતાવરણમાં પ્રગટ થઈને પોતાની સુગંધ પ્રસરાવી શકે.

શાંતિ સૃષ્ટિનો ધર્મ છે. શાંતિ પ્રકૃતિનો વૈશ્વિક નિયમ છે. અલ્લાહને શાંતિની સ્થિતિ પસંદ છે. તેને અશાંતિની સ્થિતિ પસંદ નથી. આ જ હકીકત એ વાત માટે પર્યાપ્ત છે કે મોમિન શાંતિને પસંદ કરે. તે કોઈપણ સ્થિતિમાં શાંતિના નાશને સહન ન કરી શકે.

# ઈશપરાયણ જીવન

ઈસ્લામનો ઉદ્દેશ્ય એ છે કે માણસને એવો બનાવવામાં આવે કે તે દુનિયામાં ઈશપરાયણ જીવન વીતાવવા લાગે. તે જીવનમાં ઈશ-દ્રોહને સંપૂર્ણપણે છોડી દે. ઈશ-દ્રોહ જીવન એ છે કે વ્યક્તિની રુચિ-અભિરુચિઓ ઈશ્વર સિવાય બીજી વસ્તુઓમાં લાગેલી હોય. તેના ધ્યાનનું કેન્દ્ર સર્જનો હોય, ન કે સર્જનહાર. તે મિત્રતા કરે તો ઈશ્વર માટે કરે અને દુશ્મની કરે તો ઈશ્વર માટે કરે. તેનો વિચાર અને ભાવનાઓનું કેન્દ્ર સંપૂર્ણપણે ઈશ્વરની જાત બની જાય. જ્યારે વ્યક્તિ કોઈ મંજિલ પર પહોંચવા માટે એક માર્ગને અપનાવે છે, તો તે તેને આવશ્યક માને છે કે તે જમણે-ડાબે વળ્યા વગર પોતાના માર્ગ પર ચાલતો રહે, કેમ કે તેના વગર તે મંજિલ સુધી પહોંચી શકતો નથી. આ જ મામલો માનવી અને ઈશ્વરનો પણ છે.

વર્તમાન દુનિયામાં કોઈ માણસ જ્યારે પોતાના જીવનનો આરંભ કરે છે, તો એક માર્ગ એ હોય છે જે ઈશ્વર તરફ જાય છે. તેના સાથે બીજા ઘણા માર્ગો હોય છે, જે આમ-તેમ વળીને કોઈ બીજી મંજિલ તરફ જઈ રહ્યા હોય છે. સાચા ઈશ-ભક્તની રીત એ હોય છે કે તે સાવધાનીપૂર્વક ઈશ્વરવાળા માર્ગ પર ચાલતો રહે, તે કદાપિ ડાબે-જમણે જવાવાળા માર્ગો તરફ ન વળે. જે વ્યક્તિ ઈશ્વર તરફ જવાવાળા સીધા માર્ગ પર કાયમ રહે, તે નિશ્ચિતરૂપે ઈશ્વર સુધી પહોંચશે. આનાથી વિપરીત જે વ્યક્તિ આમ-તેમ વળી જાય તે અધવચ્ચે ભટકીને રહી જશે. તે ક્યારેય ઈશ્વર સુધી પહોંચવાનો નથી.

આમ-તેમના માર્ગો પર ભટકવાનો અર્થ એ છે કે વ્યક્તિ પોતાની ઈચ્છાઓના તાબે થઈ જાય. તે બાહ્ય લાભોને મહત્ત્વ આપવા લાગે. તે ક્રોધ અને નફરત અને ઈર્ષ્યા અને અહંકાર જેવી લાગણીઓનો ભોગ બની જાય. તે વિચાર્યા-સમજ્યા વગર પ્રત્યેક એ દિશામાં દોડી જાય, જે તેને પોતાની આંખો સામે ખુલ્લી દેખાતી હોય.

આનાથી વિપરીત, ઈશ્વરનો માર્ગ એ છે કે વ્યક્તિ ઈશ્વરના આદેશો પર વિચાર કરે. તે ગંભીર નિર્ણય કરીને પોતાની દિશા નક્કી કરે. તે આખિરત (પરલોક)ના ઉત્તરદાયિત્વના આધારે પોતાના જીવનના વ્યવહારો કરે, ન કે માત્ર હંગામી લાભો કે સામયિક પરિબળોના આધારે.

# સવાર-સાંજ

ઈસ્લામ જીવનનો એક પરિપૂર્ણ કાર્યક્રમ છે. તે વ્યક્તિના સંપૂર્ણ જીવનને આવરી લે છે. સવારથી સાંજ સુધી અને સાંજથી સવાર સુધી જીવનની કોઈ એક પળ એવી નથી, જે ઈસ્લામના વર્તુળથી બહાર હોય. એક મોમિન (મુસ્લિમ) રાત્રે ઊંઘીને વહેલી સવારે ઊઠે છે, તે સૌપ્રથમ પોતાના શરીરને પવિત્ર કરે છે અને 'વુઝૂ' કરીને 'ફજ્ર'ની નમાઝ પઢે છે. આ જાણે મોમિનના જીવનનો આરંભ છે, જે પવિત્રતા અને ઈબાદત (ઉપાસના)થી શરૂ થાય છે. ત્યારબાદ સવારથી બપોર સુધીનો સમય આર્થિક દોડધૂપનો સમય છે. જો કે આ દોડધૂપ દરમ્યાન મોમિન અવિરત અલ્લાહનું સ્મરણ કરતો રહે છે. તે દરેક મામલામાં અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓનું ચુસ્તપણે પાલન કરે છે. લેવડ-દેવડમાં તે પ્રમાણિકતા રાખે છે. લોકોની સાથે હળવા-મળવામાં તે સંપૂર્ણપણે ઈસ્લામી નીતિમત્તાને અપનાવે છે.

આમ, બીજી નમાઝનો સમય આવી જાય છે, જે બપોર પછી પઢવામાં આવે છે. આ 'ઝુહ્ર'ની નમાઝ છે. 'ઝુહ્ર'ની નમાઝના રૂપમાં તે અલ્લાહ સાથે પોતાના સંબંધને નવેસરથી જીવંત કરે છે. પોતાના શરીર અને આત્માને તે પવિત્ર કરીને ફરીથી જીવનના સંઘર્ષમાં સામેલ થઈ જાય છે. તે એક સિદ્ધાંતવાદી વ્યક્તિની જેમ પોતાની પ્રવૃત્તિઓમાં વ્યસ્ત રહે છે, ત્યાં સુધી કે ત્રીજી નમાઝનો સમય આવી જાય છે, જેને 'અસ્ર'ની નમાઝ કહે છે. હવે તે ફરી નમાઝ તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે. તે ફરી અલ્લાહની કૃપાઓમાંથી પોતાનો ભાગ લે છે, જેથી આગામી તબક્કામાં તે તેને કામ લાગે.

આ રીતે મોમિનની પળો પસાર થતી રહે છે, ત્યાં સુધી કે સૂર્ય અસ્ત થાય છે અને ચોથી નમાઝનો સમય આવી જાય છે, જેને 'મગરિબ'ની નમાઝ કહે છે. હવે મોમિન પોતાના કામકાજને છોડીને ફરી નમાઝ તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે. તે નિશ્ચિત નિયમાનુસાર નમાઝ અદા કરે છે અને તેનાથી ધાર્મિક અને આધ્યાત્મિક ભાથું લઈને બહાર આવે છે. ત્યારબાદ તે નમાઝથી પ્રાપ્ત ધાર્મિક મનોદશા અનુસાર પોતાની જરૂરતો પૂરી કરતો રહે છે, ત્યાં સુધી કે પાંચમી નમાઝનો સમય આવી જાય છે, જેને 'ઈશા'ની નમાઝ કહે છે. 'ઈશા'થી નિવૃત્ત થઈને મોમિન પોતાના બિસ્તર પર જાય છે, અને પોતાના આખા દિવસના કાર્યોનો હિસાબ-કિતાબ કરીને ઊંઘી જાય છે, જેથી વહેલી સવારે ઊઠીને તે વધારે સારી રીતે પોતાના આગામી દિવસનો આરંભ કરી શકે.

# બોધપાઠ ગ્રહણ કરવો

મોમિનનો સ્વભાવ બોધપાઠ ગ્રહણ કરવાનો હોય છે. આને કુર્આનમાં 'તૌસિમ' કહેવામાં આવેલ છે, અર્થાત્ ઘટનાઓથી બોધપાઠ ગ્રહણ કરવો. આસપાસની વસ્તુઓથી શીખ લેવી.

ઈમાન બરાબર પોતાની પ્રકૃતિના પરિણામે વ્યક્તિને સંવેદનશીલ બનાવી નાખે છે. તે દરેક મામલાના ઊંડાણ સુધી પહોંચવાની કોશિશ કરવા લાગે છે. તેનો સ્વભાવ એ બની જાય છે કે તે વસ્તુઓના બાહ્ય પાસાથી આગળ વધીને તેના ઊંડાણમાં ઊતરે. જે વસ્તુઓને જોઈને લોકો ઉપરછલ્લી રીતે પસાર થઈ જાય છે, તેમાં તે તત્ત્વદર્શિતાનો ખજાનો શોધી કાઢે છે. તે દર્શનથી નીકળીને દૂરદર્શિતાની કૃપાને પામી લે છે.

આ મોમિનનો એક મહાન ગુણ છે, જે વ્યક્તિના વ્યક્તિત્વને સમર્થ બનાવી દે છે. તે હર પળ નવી-નવી વસ્તુઓ શોધે છે. ફેલાયેલી સૃષ્ટિ તેના આત્મા માટે ભોજનનું એક વિશાળ દસ્તરખાન બની જાય છે.

સૂર્યના પ્રકાશમાં તેને અલ્લાહની ઓળખનો પ્રકાશ દેખાય છે. હવાની લહેરોમાં તે રબ (પ્રભુ)ને સ્પર્શવાનો અનુભવ કરવા લાગે છે. હરિયાળા વૃક્ષો અને રંગીન ફૂલો તેને યથાર્થતાની ઝાંખી પ્રતીત થવા લાગે છે. તે પ્રત્યેક વસંતમાં એક અને વિશાળતમ્ વસંત અને પ્રત્યેક પાનખરમાં એક અર્થસભર પાનખરનું દશ્ય જોવા લાગે છે.

આ રીતે તમામ માનવીય અને અમાનવીય ઘટનાઓ તેના માટે શિખામણનો ભંડાર બની જાય છે. તે બીજાઓના જ્ઞાનથી પોતાના જ્ઞાનમાં વધારો કરે છે. બીજાઓની ભૂલો તેના માટે પોતાની સુધારણાનું કારણ બની જાય છે. કીડીથી લઈને ઊંટ સુધી અને નદીથી લઈને પહાડ સુધી દરેક વસ્તુમાં તે એવા પાસાઓ શોધી કાઢે છે, જે તેની બુદ્ધિમત્તામાં વધારો કરે, જે તેને નવા અનુભવોથી પરિચિત કરીને અંતિમ સીમા સુધી અનહદ બનાવી નાખે.

જે રીતે ભૌતિક ખોરાક શરીરના સ્વાસ્થ્ય માટે જરૂરી છે, એ જ રીતે બોધપાઠ અને શિખામણ માનવીનો આધ્યાત્મિક ખોરાક છે. ભૌતિક ખોરાક જો શારીરિક સ્વાસ્થ્યની બાંહેધરી છે, તો બોધપાઠ આધ્યાત્મિક સ્વાસ્થ્યની બાંહેધરી.

# ઘરેલુ જીવન

ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું કે તમારામાંથી સૌથી શ્રેષ્ઠ વ્યક્તિ એ છે, જે પોતાના ઘરવાળાઓ માટે શ્રેષ્ઠ હોય. (હદીસ) આ વાત ઘરના દરેક વ્યક્તિ માટે છે, ચાહે સ્ત્રી હોય કે પુરુષ, ચાહે તે નાનો હોય કે મોટો. દરેકને પોતાના ઘરની અંદર ઉત્તમ પુરુષ કે ઉત્તમ સ્ત્રી હોવાનું પ્રમાણ આપવાનું છે. દરેકને પોતાના પરિવારના સારા સભ્ય બનીને રહેવાનું છે.

ઘર શું છે ? ઘર સામાજિક જીવનનું પહેલું યુનિટ છે. ઘણા ઘરો મળવાથી સમાજ બને છે. ઘરનું વાતાવરણ સારું હોય તો સમાજનું વાતાવરણ સારું હશે અને ઘરનું વાતાવરણ બગડી જાય, તો સમાજનું વાતાવરણ પણ નિશ્ચિતરૂપે બગડી જશે. સારા ઘરોના સમૂહનું બીજું નામ સારો સમાજ છે. આનાથી વિપરીત, ખરાબ ઘરોનું બીજું નામ ખરાબ સમાજ છે.

વ્યક્તિના સારા હોવાનું માપદંડ સૌથી પહેલા તેનું ઘર છે. કોઈ વ્યક્તિ જો સમાજમાં બીજાઓની સાથે શિષ્ટતાથી વર્તે, પણ ઘરમાં કઠોર સ્વભાવની સાથે રહેતો હોય, તો તેને સારો માણસ કહી શકાય નહીં, કેમ કે સારી માનવતાનું ખરું માપદંડ વ્યક્તિના ઘરનું જીવન છે, ન કે બહારનું જીવન.

ઘરના જીવનમાં દરેકે કઈ રીતે રહેવાનું છે. તે એ કે મોટો પોતાના નાનાનું ધ્યાન રાખે અને જે નાનો છે તે પોતાના મોટાનો આદર કરે. પુરુષ ઘરની મહિલાઓની સાથે નરમાશનું વર્તન કરે, અને મહિલાઓ પુરુષો માટે કોઈ સમસ્યા ઊભી ન કરે. ઘરના તમામ લોકોની નજર પોતાની ફરજ પર હોય, ન કે પોતાના હક્કો પર. દરેક એ ઈચ્છે કે તે પોતાના ભાગનું કામ કરવાની સાથે બીજાઓના કામમાં પણ તેને મદદ કરે. જ્યારે પણ કોઈ સમસ્યા ઊભી થાય, તો દરેકનો એ પ્રયત્ન હોય કે સમસ્યા વધારે આગળ ન વધે, બલ્કે ઊભી થતાં જ સમાપ્ત થઈ જાય.

સફળ ઘરેલુ જીવનનું રહસ્ય સેવા અને સુમેળ છે. ઘરનો દરેક સભ્ય બીજાઓની સેવાની ભાવના પોતાનામાં રાખતો હોય અને મતભેદ કે ફરિયાદ તરફ ધ્યાન આપ્યા વગર સુમેળની સાથે રહેવા માટે તૈયાર રહેતો હોય.

# આત્મ-સન્માન

આત્મ-સન્માન અને સ્વાભિમાનમાં એટલો ઓછો ભેદ છે કે એ નક્કી કરવું મહદ્અંશે અસંભવ છે કે ક્યાં આત્મ-સન્માનની હદ સમાપ્ત થાય છે અને ક્યાંથી સ્વાભિમાનની હદ શરૂ થાય છે. આ જ કારણ છે કે ઈસ્લામમાં આત્મ-સન્માનને કોઈ દરજ્જો આપવામાં આવ્યો નથી. મોટાભાગની પરિસ્થિતિમાં આત્મ-સન્માન વાસ્તવમાં સ્વાભિમાનનું બીજું નામ હોય છે. ઊંડાણથી જોવામાં આવે તો ખ્યાલ આવશે કે આત્મ-સન્માન મૂળથી કોઈ સારી વસ્તુ જ નથી. આત્મ-સન્માનની હકીકત મોટાભાગની પરિસ્થિતિમાં એ સિવાય કંઈ નથી હોતી કે તે સ્વાભિમાનના જ એક સ્વરૂપનું નામ હોય છે.

ઈસ્લામમાં મૂળ મહત્ત્વની વસ્તુ આત્મ-સન્માન નહીં, બલ્કે વિનમ્રતા છે. ઈસ્લામમાં ઉચ્ચ નીતિમત્તાનું માપદંડ વિનમ્રતા છે. દલીલની સામે નમી જવું, પોતાની ભૂલને માની લેવું, અકડાઈથી સંપૂર્ણ ખાલી હોવું, આ મોમિનના ગુણો છે, અને આ ગુણોની સાથે આત્મ-સન્માનનો કોઈ મેળ નથી. હકીકત એ છે કે આત્મ-સન્માનનો સ્વભાવ વ્યક્તિ માટે વિનમ્રતા, સ્વીકાર અને દયામાં અવરોધ બની જાય છે, જ્યારે કે ઈસ્લામના ઉચ્ચ નૈતિક મૂલ્યો આ જ છે.

જ્યારે બે વ્યક્તિઓ કે બે સમૂહોમાં વિવાદ થઈ જાય, તો વિવાદ ખૂબ જલ્દી વધીને પ્રતિષ્ઠા અને ગરિમાનો મામલો બની જાય છે, અને જ્યારે કોઈ મામલામાં પ્રતિષ્ઠાની સ્થિતિ ઊભી થઈ જાય, તો પોતાના દૃષ્ટિબિંદુથી હટવું વ્યક્તિને અપમાન લાગવા માંડે છે. તેથી પોતાની આબરૂ અને પ્રતિષ્ઠાને બચાવવાના નામે તે પોતાના દૃષ્ટિબિંદુ પર જડ થઈ જાય છે.આ જડતા કે હઠાગ્રહનું સુંદર નામ આત્મ-સન્માન છે.

સાચી ઈસ્લામી રીત એ છે કે વિવાદને કોઈપણ સ્થિતિમાં પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવવામાં ન આવે, બલ્કે સુલેહ અને સમાધાનના વિચાર અનુસાર તેને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે. આ પ્રકારના મામલાઓમાં નમવું જ ઈસ્લામને અપેક્ષિત છે, ન કે જીદમાં પડીને પોતાના દૃષ્ટિબિંદુ પર અક્કડ થઈ જવું અને એમ કહીને પોતાને ફરેબમાં ગ્રસ્ત કરવું કે હું મારા આત્મ-સનમાનને બચાવવા માટે આવું કરી રહ્યો છું.

જીદ એક માનસિક બૂરાઈ છે, જ્યારે કે વિનમ્રતા અને વિનયશીલતા એક મહાન ઈબાદત છે. અલ્લાહ જીદ અને અકડાઈને પસંદ કરતો નથી, અને તેની સામે વિનમ્રતા અને વિનયશીલતાને પસંદ કરે છે, અને જે લોકો ખરા અર્થમાં વિનમ્રતા અને વિનયનું પ્રમાણ આપે તેમના દરજ્જાઓને અલ્લાહ દુનિયા અને આખિરતમાં ઉચ્ચ કરે છે.

# સાદગી

મોમિન એ છે, જે અલ્લાહ (ઈશ્વર)ને પામી લે. ઈશ્વરને પામનાર વ્યક્તિ સ્વાભાવિકરૂપે ઉચ્ચ હકીકતોમાં જીવવા લાગે છે. એ બાહ્ય વસ્તુઓથી ઉપર ઊઠીને યથાર્થ દુનિયામાં પોતાની રુચિની સામગ્રી પ્રાપ્ત કરી લે છે.

આવો વ્યક્તિ તદ્દન પોતાના સ્વભાવ અનુસાર સાદગીપ્રિય વ્યક્તિ બની જાય છે. તેનું દષ્ટિબિંદુ એ બની જાય છે કે — સાદું જીવન વીતાવો, અલબત્ત પોતાના વિચારોને ઉચ્ચ રાખો.

જે વ્યક્તિ યથાર્થ વાસ્તવિકતાઓની રુચિ રાખતો થઈ જાય, તેના માટે બાહ્ય અને ભૌતિક વસ્તુઓમાં કોઈ આનંદ બાકી નથી રહેતો. આવા વ્યક્તિને સાદગીમાં આનંદ મળે છે. બનાવટી ઔપચારિકતાઓ તેની નજરમાં પોતાનું આકર્ષણ ખોઈ નાખે છે. તેના આત્માને પ્રાકૃતિક વસ્તુઓમાં શાંતિ મળે છે. અપ્રાકૃતિક અને કૃત્રિમ ઠાઠમાઠ તેને એવો પ્રતીત થવા લાગે છે, જાણે તે તેની આંતરિક દુનિયાને વિખેરી રહ્યો હોય ! જાણે કે તે તેની આધ્યાત્મિક યાત્રામાં કોઈ અવરોધ ઊભો કરી રહ્યો હોય !

સાદગી મોમિનની શક્તિ છે. તે મોમિનની સહાયક છે. સાદગીની રીત અપનાવીને મોમિન એ યોગ્ય બની જાય છે કે તે પોતાના સમયને અસંબંધિત વસ્તુઓમાં વેડફે નહીં. તે પોતાના ધ્યાનને બિનજરૂરી વસ્તુઓમાં ઉલઝવાથી બચાવે, અને આ રીતે પોતાને સંપૂર્ણપણે માત્ર પોતાના ઉચ્ચ ઉદ્દેશ્યની પ્રાપ્તિમાં લગાવી શકે.

સાદગી મોમિનનો ખોરાક છે. સાદગી તેની વિનમ્રતા માટે એક પોશાક બની જાય છે. સાદગીના વાતાવરણમાં તેનું વ્યક્તિત્વ વધારે સારી રીતે વિકસિત થાય છે. સાદગી મોમિનની સુંદરતા છે. સાદગી મોમિન માટે જીવન છે. મોમિન જો પોતાને કૃત્રિમ ઠાઠમાઠમાં જુએ તો તેને એવું પ્રતીત થશે, જાણે તેને કોઈ કેદખાનામાં બંધ કરી દેવામાં આવ્યો હોય !

મોમિન છેલ્લી હદ સુધી પોતાને અલ્લાહનો બંદો સમજે છે. આ વસ્તુ તેને બંદા હોવાની અનુભૂતિમાં જીવવાવાળો બનાવી નાખે છે અને જે વ્યક્તિ બંદા હોવાની અનુભૂતિમાં જીવી રહ્યો હોય, તેનો સ્વભાવ અનિવાર્યરૂપે સાદગીનો સ્વભાવ હોય છે. બિનસાદગીની રીત તેના સ્વભાવથી મેળ નથી ખાતી, તેથી તે તેને અપનાવી પણ નથી શકતો.

# અલ્લાહ (ઈશ્વર)ની રીત

સૃષ્ટિમાં અસંખ્ય તારાઓ અને ગ્રહો છે. આ બધા જ વિશાળ અવકાશમાં હર પળ ભ્રમણ કરી રહ્યા છે. અવકાશ જાણે અસંખ્ય ગતિશીલ ઘટકોની દોડનું એક અગાધ મેદાન છે. પરંતુ આશ્ચર્યજનક વાત એ છે કે આ તારાઓ અને ગ્રહો ક્યારેય એક-બીજાથી ટકરાતા નથી.

આનું રહસ્ય શું છે ? આનું રહસ્ય એ છે કે દરેક તારો અને દરેક ગ્રહ અત્યંત પ્રતિબદ્ધતાથી પોત-પોતાની ધરી પર ભ્રમણ કરી રહ્યો છે. તે પોતાની ધરીથી સહેજ પણ બહાર નથી જતો. ગતિનો આ જ નિયમ છે, જે આ તારાઓ અને ગ્રહોને પરસ્પર ટકરાવાથી અવિરત અટકાવે છે.

તદ્દન આ જ રીત માનવીથી પણ અપેક્ષિત છે. માનવીની દોડ માટે પણ અલ્લાહે (ઈશ્વરે) એક વર્તુળ નિર્ધારિત કરી દીધું છે. દરેક માનવીને આ સીમિત વર્તુળની અંદર ગતિ કરવાની છે. જ્યારે તમામ માનવો પોત-પોતાના વર્તુળમાં ગતિ કરે, તો સમાજમાં આપોઆપ શાંતિની સ્થિતિ સ્થાપિત થઈ જાય છે, અને જ્યારે લોકો પોતાની હદમાં ન રહે, બલ્કે નિશ્ચિત હદને તોડીને આમતેમ દોડવા લાગે, તો એવા સમાજમાં અનિવાર્યપણે વિવાદ શરૂ થઈ જશે. લોકો એક-બીજાથી ટકરાઈ-ટકરાઈને પોતાનો પણ નાશ કરશે અને બીજાઓના વિનાશનું કારણ બનશે.

માનવી સામાજિક જીવનમાં કઈ રીતે રહે ? તે બીજાઓની સાથે કેવી રીતે વર્તે ? બીજાઓની સાથે તેનો વ્યવહાર કેવો હોય ? પોતાના વાણી-વર્તનમાં કઈ રીત અપનાવે ? આ બધી વાતો માટે અલ્લાહે સ્પષ્ટ આદેશો આપ્યા છે. તેણે બતાવી દીધું છે કે માનવી શું કરે અને શું ન કરે. જે લોકો જીવનના મામલાઓમાં એ કરે, જેની અલ્લાહે તેમને અનુમતિ આપી છે તેઓ જાણે પોતાના નિશ્ચિત વર્તુળની અંદર ગતિશીલ છે.

આનાથી વિપરીત, જે લોકો એ બધું કરવા લાગે, જેનાથી અલ્લાહે તેમને રોક્યા છે, તો તેઓ જાણે પોતાના નિશ્ચિત વર્તુળથી બહાર આવી ગયા. આ જ એ લોકો છે, જેઓ સમાજમાં દરેક પ્રકારની ખરાબીઓ ઊભી કરે છે. તેઓ પોતે પણ તબાહ થાય છે અને સમાજની તબાહીનું પણ કારણ બને છે.

સાચો માણસ એ છે, જે અલ્લાહે નિર્ધારિત કરેલ વર્તુળમાં રહીને જીવન વીતાવે. આ જ એ લોકો છે, જેઓ દુનિયામાં પણ અલ્લાહની કૃપાઓ મેળવશે અને આખિરત (પરલોક)માં પણ અલ્લાહની અનંત કૃપાઓનું સૌભાગ્ય તેમને પ્રાપ્ત થશે.

# ધન

ધન જીવનની જરૂરત છે. ધન જીવનનો ધ્યેય નથી. ધનને જો એટલા માટે પ્રાપ્ત કરવામાં આવે કે તેનાથી જીવનની જરૂરી હાજતો પૂરી થાય, તો ધન માનવી માટે સૌથી ઉત્તમ સહાયક છે. પરંતુ ધનને જો જીવનનો ધ્યેય બનાવી લેવામાં આવે અને બસ વધુમાં વધુ ધન કમાવાને જ પોતાનું સૌથી મોટું કામ સમજી લેવામાં આવે, તો આવું ધન એક મુસીબત છે. તે વ્યક્તિને દુનિયામાં પણ તબાહ કરશે અને આખિરત (પરલોક)માં પણ.

માનવીને દુનિયામાં એક નિર્ધારિત મુદ્દત સુધી જીવવાનું છે. તેથી તેને કંઈક ભૌતિક સામાન જરૂરી છે, જે તેના માટે જીવવાનો સહારો બની શકે. આ માલ-સામાન ધન વડે પ્રાપ્ત થાય છે. તેથી કમાણી કરીને સામાન પ્રાપ્ત કરવો દરેક વ્યક્તિ માટે આવશ્યક છે. એ રીતે ધન દરેક વ્યક્તિ માટે એક કીમતી સહાયકની હેસિયત રાખે છે.

પરંતુ માનવ-જીવનનું બીજું પાસું એ છે કે તેને જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. તેને આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવા માટે કોશિશ કરવાની છે. તેને માનવતાના નિર્માણ અને વિકાસમાં પોતાની હકારાત્મક ભૂમિકા નિભાવવાની છે. તેને પોતાને એ રીતે બનાવવાનો છે કે પોતાના સમાજમાં તે તેનો એક લાભદાયી અંગ બનીને રહે.

આ જ એ વસ્તુ છે, જેને જીવન-ધ્યેય કહેવામાં આવે છે. આ ધ્યેયની પ્રાપ્તિ કેવળ ત્યારે સંભવ છે, જ્યારે વ્યક્તિ પોતાની શક્તિનો એક ભાગ તેમાં લગાવે. ધન કમાવાની પ્રવૃત્તિઓને એક હદમાં રાખીને તે આ કાર્યો માટે પોતાનો સમય કાઢી શકે.

ધન માનવીની શારીરિક કે ભૌતિક જરૂરતોને પૂરી કરે છે. પરંતુ ધન તેની આધ્યાત્મિક અને વૈચારિક જરૂરતોની પૂર્તિ માટે પર્યાપ્ત નથી. જે વ્યક્તિ ધનને જ પોતાના જીવનનો ધ્યેય બનાવી લે, તેનું શરીર તો નિરંતર ખોરાક મેળવતું રહેશે, પરંતુ તેનો આત્મા ઉપવાસ કરી રહ્યો હશે. તેની વૈચારિક હસ્તી પોતાના ખોરાકથી વંચિત રહીને એવી થઈ જશે, જાણે તેનું કોઈ અસ્તિત્વ જ ન રહ્યું હોય.

તેથી ધનને 'ફિત્નો' કહેવામાં આવેલ છે; અર્થાત્ માનવી માટે પરીક્ષા છે. ધનનો સાચો ઉપયોગ માનવીને દરેક પ્રકારના વિકાસ અને ઉન્નતિ તરફ લઈ જાય છે, અને ધનનો દુરુપયોગ માનવીને બરબાદીની ખાઈમાં નાખી દે છે.

# વંચિત થઈ જવું – પ્રાપ્ત થવું

દુનિયામાં વ્યક્તિ ક્યારેક વંચિત થઈ જાય છે અને ક્યારેક મેળવે છે. આ બંને અનુભવો એવા છે, જે દરેક વ્યક્તિને થાય છે અને નિરંતર થાય છે, કોઈપણ આનાથી અપવાદ નથી.

હવે પ્રશ્ન એ છે કે આ અનુભવોને વ્યક્તિએ કઈ રીતે મૂલવવા જોઈએ ? ઇસ્લામ દર્શાવે છે કે બંનેય અનુભવો પરીક્ષાના અનુભવો છે. અહીં પ્રાપ્ત થવું સ્વયં સફળતા નથી. એ જ પ્રમાણે વંચિત થઈ જવાનો અર્થ એ નથી કે વ્યક્તિ અંતે નિષ્ફળ થઈ ગયો.

વંચિત થઈ જવા અને પ્રાપ્ત થવાના મામલામાં ખરું મહત્ત્વ સ્વયં વંચિત થઈ જવા કે પ્રાપ્ત થવાનું નથી. ખરી મહત્ત્વની વાત એ છે કે વ્યક્તિને જ્યારે આ અનુભવોમાંથી પસાર થવું પડે છે, તો તેના પછી તે કેવી પ્રતિક્રિયા આપે છે ?

જ્યારે વ્યક્તિ વંચિત થઈ જવાના અનુભવમાંથી પસાર થાય, તો તેને એવું ન કરવું જોઈએ કે તે પોતાને વંચિત અને નિષ્ફળ સમજીને હિંમત હારી જાય અથવા ફરિયાદ કરવામાં અને દુઃખમાં ગ્રસ્ત થઈ જાય. તેના બદલે વ્યક્તિએ હિંમતથી કામ લેવું જોઈએ, તેને સહન કરીને તેણે પોતાના માનસિક સંતુલનને બહાલ રાખવું જોઈએ. તે એમ વિચારે કે આપવાવાળો પણ અલ્લાહ (ઈશ્વર) છે અને લેવાવાળો પણ અલ્લાહ. તેથી મારે અલ્લાહના નિર્ણય પર રાજી રહેવું જોઈએ. અલ્લાહના નિર્ણય પર રાજી રહીને જ હું ફરીથી તેની દયા અને ધ્યાનને પાત્ર બની શકું છું.

એ જ પ્રમાણે જ્યારે વ્યક્તિને પ્રાપ્ત થવાનો અનુભવ થાય, તો એ ન કરવું જોઈએ કે તે ગર્વ અને જોશની લાગણીમાં ગ્રસ્ત થઈ જાય. તે પોતાને મોટો સમજવા લાગે.

આનાથી વિપરીત, તેણે એવું કરવું જોઈએ કે સફળતા તેની વિનમ્રતામાં વધારો કરે. અલ્લાહ માટે અને માનવતાના સંબંધે તેના પર જે કર્તવ્યો છે, તેને તે વધારે કાળજીથી અદા કરવા લાગે.

આ દુનિયામાં વંચિત થઈ જવું પણ એક પરીક્ષા છે અને પ્રાપ્ત થવું પણ પરીક્ષા. ન તો વંચિત થઈ જવાવાળો નિષ્ફળ છે અને ન પ્રાપ્ત કરનાર સફળ. સફળતા અને નિષ્ફળતાનું સાચું માપદંડ એ છે કે આ અનુભવો પછી વ્યક્તિ કેવો પુરવાર થાય છે.

સફળ એ છે જે વંચિત થઈ જવા અને પ્રાપ્ત થઈ જવાના અનુભવો છતાં સંતુલન અને મધ્યમ-માર્ગ પર અટલ રહે. બંનેમાંથી ગમે તે અનુભવ તેને સંતુલન અને મધ્યમ-માર્ગથી હટાવનાર સાબિત ન થાય. આવા જ લોકો અલ્લાહ કે ઈશ્વરની નજરમાં સફળ લોકો છે. કોઈપણ વસ્તુ તેમની સફળતામાં ખલેલ ઊભી કરનાર નથી.

# મુક્તિ

માનવીની સૌથી મોટી સમસ્યા શું છે ? તેની સૌથી મોટી સમસ્યા એ છે કે મૃત્યુ પછી આવનાર જીવનમાં તેને મુક્તિ પ્રાપ્ત થાય. તે અલ્લાહ (ઈશ્વર)ની શાશ્વત કૃપાઓમાં સ્થાન પ્રાપ્ત કરી શકે.

દરેક માનવી, જે વર્તમાન દુનિયામાં પેદા થયો છે, તેને મૃત્યુ પછી એક બીજી દુનિયામાં દાખલ થવાનું છે. વર્તમાન દુનિયામાં વ્યક્તિને જીવનની તકો પરીક્ષારૂપે મળી હતી. આગામી દુનિયામાં જે કંઈ કોઈને મળશે, તે તેના કર્મોના બદલાના રૂપમાં મળશે. આનો અર્થ એ છે કે મૃત્યુથી પહેલાની દુનિયામાં તો દરેક વ્યક્તિને તમામ વસ્તુઓ અનિવાર્યપણે મળેલી છે, ચાહે તે તેને પાત્ર હોય કે પાત્ર ન હોય. પરંતુ મૃત્યુ પછીની દુનિયામાં આ નિયમ સમાપ્ત થઈ જશે. તે વખતે વસ્તુઓને પામવાનું માપદંડ પાત્રતા અને લાયકાત હશે, ન કે પરીક્ષા.

આનો અર્થ એ છે કે આગામી દુનિયામાં જે લોકો પાત્ર અને લાયક ઠરશે તેમને તો દરેક પ્રકારની કૃપાઓ વધારાની સાથે આપવામાં આવશે. પરંતુ જે લોકો અપાત્ર અને ગેરલાયક ઠરશે, ત્યાં તેમના માટે કંઈ જ નહીં હોય. તેઓ વિવશ હશે કે ત્યાં પૂર્ણ વંચિતતાનું જીવન વીતાવે.

આ જ દરેક માનવીની સૌથી મોટી સમસ્યા છે. દરેક વ્યક્તિને સૌથી વધારે એ વાત પર ધ્યાન આપવું જોઈએ કે એવું ન થાય કે તે આગામી જીવનમાં અપાત્ર અને ગેરલાયક ઠરે, અને મુક્તિ પામનાર લોકોમાં સામેલ ન થાય. દરેક વ્યક્તિએ પોતાની શક્તિ અને ધ્યાન સૌથી વધારે જે કામમાં લગાવવાનું છે, તે એ છે કે વર્તમાન દુનિયામાં તે એવી રીતે જીવન પસાર કરે કે આગામી જીવનના તબક્કામાં તે અપાત્ર અને ગેરલાયક ન ઠરે, બલ્કે ત્યાં તેને સૌભાગ્ય અને મુક્તિ પ્રાપ્ત થાય.

આગામી દુનિયા વધારે પરિપૂર્ણ અને શાશ્વત છે. ત્યાં દરેક પ્રકારનો આનંદ અને ખુશીઓ ભરપૂર માત્રામાં એકત્ર કરી દેવામાં આવી છે. આ જ એ દુનિયા છે, જેના માટે માનવીએ અભિલાષા કરવી જોઈએ અને આ જ એ દુનિયા છે, જેના માટે માનવીએ પોતાની બધી કોશિશો ખપાવવી જોઈએ. પરંતુ આ કૃપાઓથી ભરપૂર દુનિયા માટે કર્મ કરવાની જગ્યા મૃત્યુથી પહેલાની દુનિયા છે, ન કે મૃત્યુ પછી આવનાર દુનિયા. આજની દુનિયા કર્મની જગ્યા છે અને આગામી દુનિયા કર્મનું ફળ પામવાની જગ્યા.

આખિરત (પરલોક)ની મુક્તિ કેવળ એ લોકોને મળશે, જેઓ આખિરતથી પહેલા પોતાને મુક્તિને પાત્ર અને લાયક સાબિત કરે.

# જિહાદ

‘જિહાદ’નો અર્થ છે કોશિશ કરવાનો છે. દીન (ધર્મ)ના માર્ગમાં કોઈપણ સાચી કોશિશને જિહાદ કહે છે.

વ્યક્તિનું મન તેને બૂરાઈ તરફ લઈ જવા માગે છે. તે વખતે પોતાના મનથી લડીને બૂરાઈથી રોકાઈ જવાનું નામ જિહાદ છે. મિત્ર, સાથી, સામાજિક દબાણ કોઈ એવું કાર્ય કરાવવા માગે છે, જે હકીકતની રીતે સાચું નથી, તે વખતે લોકોના દબાણનો સ્વીકાર ન કરવો અને પોતાના સાચા વલણ પર અટલ રહેવું જિહાદ છે.

લોકોને સારી વાત બતાવવી અને તેમને ખરાબ વાતોથી રોકવા એક કઠિન કામ છે. પરંતુ કઠિનાઈઓને સહન કરીને સચ્ચાઈ તરફ પોતાના આમંત્રણના અભિયાનને ચાલુ રાખવું જિહાદ છે.

પાડોસીઓ કે સંબંધિતો તરફથી કોઈ કડવી વાત સાંભળવા મળે કે કોઈપણ પ્રકારનો કડવો અનુભવ થાય અને વ્યક્તિના અંદર તેના કારણે ઉશ્કેરાટ આવી જાય, પણ તે પોતાને પ્રતિક્રિયાત્મક કાર્યથી રોકે અને એકતરફી રીતે લોકોની સાથે સદ્ભાવનો સંબંધ યથાવત રાખે, તો આ એક જિહાદ હશે.

જિહાદનો એક બીજો પ્રકાર પણ છે, જેનું બીજું નામ ‘કિતાલ’ છે; અર્થાત્ અલ્લાહ (ઈશ્વર)ના આદેશોનું પાલન કરતાં દુશ્મનથી લડવું. આ જિહાદ આક્રમણની સામે પોતાના બચાવ માટે હોય છે. જિહાદનો શાબ્દિક અર્થ યુદ્ધ નથી. પરંતુ અલ્લાહના આદેશોના પાલનમાં સ્વરક્ષા માટે લડવું પણ એક કોશિશનો મામલો છે, તેથી તેને પણ જિહાદ કહેવામાં આવે છે.

લડાઈવાળો જિહાદ એક હંગામી અને સંયોગનો મામલો છે. જો ક્યારેક ખરેખર બચાવની આવશ્યકતા સામે આવી જાય, તો તે વખતે આ પ્રકારનો જિહાદ કરવામાં આવે, અને જો આ પ્રકારની અનહદ જરૂરત સામે ન હોય તો યુદ્ધકીય જિહાદ વ્યવહારૂ રીતે રોકાઈ રહેશે.

કોઈ કાર્યનું નામ જિહાદ રાખવાથી એ કાર્ય જિહાદ નહીં બની જાય. જિહાદ માત્ર એ કાર્ય છે, જે ઈસ્લામ અનુસાર જિહાદ હોય, અને ઈસ્લામી જિહાદ વાસ્તવમાં શાંતિપૂર્ણ સંઘર્ષનું નામ છે. આ શાંતિપૂર્ણ સંઘર્ષ ક્યારેક આંતરિક જરૂરતોને આધીન અપેક્ષિત હોય છે અને ક્યારેક બાહ્ય જરૂરતોને આધીન, ક્યારેક તે ભાવનાઓના સ્તરે જારી હોય છે અને ક્યારેક શારીરિક અંગોના સ્તરે.

# અલ્લાહ (ઈશ્વર)ને પોકારવું

'દુઆ'નો અર્થ છે પોકારવું. આનાથી અભિપ્રેત એ છે કે બંદો (દાસ) પોતાની જરૂરતો માટે અથવા પોતાની બંદગી (ઉપાસના)ની અભિવ્યક્તિ માટે અલ્લાહ (ઈશ્વર)ને પોકારે. આ પોકાર સ્વયં એક ઈબાદત છે.

અલ્લાહ એક જીવંત અને સ્થાયી હસ્તી છે. તે જુએ છે અને સાંભળે છે અને એવું સામર્થ્ય ધરાવે છે કે જે ઈચ્છે, કરે અને જે રીતે ચાહે ઘટનાઓનો ક્રમ નિર્ધારિત કરે.

અલ્લાહ વિશે આ જ વિશ્વાસ માનવીની અંદર દુઆ (પ્રાર્થના)ની ભાવનાને ઉભારે છે. જ્યારે વ્યક્તિ અલ્લાહને પામી જાય છે, તો સ્વાભાવિક તેના અંદર એ ભાવના પણ ઉભરી આવે છે કે પોતાની જરૂરતો માટે અલ્લાહને પોકારે, તે તેનાથી દુનિયા અને આખરિતનું સૌભાગ્ય માગે, તે તેને પોતાનો કાર્યસાધક બનાવી લે.

દુઆનો કોઈ સમય નિશ્ચિત નથી અને ન કોઈ રીત અને ન તેની કોઈ અલગ ભાષા છે. વ્યક્તિ હર પળ, કોઈપણ રીતે અને કોઈપણ ભાષામાં અલ્લાહને દુઆ કરી શકે છે. જો દુઆ સાચા દિલથી નીકળી છે, તો અવશ્ય તે અલ્લાહ સુધી પહોંચશે. અલ્લાહ તેને તરત જ સાંભળશે અને તેના અનુસાર તેની સ્વીકૃતિનો નિર્ણય કરશે.

કેટીક દુઆઓ એ છે, જે જુદી-જુદી ઈબાદતોની સાથે પુનરાવર્તિત કરવામાં આવે છે. પરંતુ વધારે દુઆઓ એ છે, જે કોઈ અન્ય કાર્યથી સંબંધિત નથી; જેમ કે વ્યક્તિ રાત્રે ઊંઘવા માટે બિસ્તરમાં જાય છે તો તેની જીભ પર રાત્રિથી સંબંધિત કેટલીક દુઆઓ આવી જાય છે. એ જ પ્રમાણે જ્યારે તે સવારે સૂઈને ઊઠે છે તો તે નવા દિવસના ઉત્તમ આરંભ માટે દુઆ કરવા લાગે છે. એ જ રીતે જ્યારે તે ક્યારેક કોઈને મળે છે, અથવા ખાય-પીવે છે, અથવા સવારી પર બેસે છે, અથવા પ્રવાસમાં હોય છે, અથવા પોતાની આર્થિક વ્યસ્તતાઓમાં હોય છે, અથવા અન્ય કોઈ પરિસ્થિતિમાં હોય છે, તો તેનાથી સંબંધિત તેના મોઢેથી એવી દુઆઓ નીકળે છે, જેનો અર્થ એ હોય છે કે હે અલ્લાહ ! તું આ મામલામાં મારા સાથે શ્રેષ્ઠતાનો નિર્ણય કર. દુઆનું આ કાર્ય મોમિનના જીવનમાં હર પળ ભિન્ન-ભિન્ન પ્રકારે ચાલુ રહે છે.

દુઆનો અર્થ અલ્લાહથી માંગવું છે, અને અલ્લાહથી માંગવું ક્યારેય સમાપ્ત થતું નથી. તે દરેક સ્થિતિમાં નિરંતર ચાલુ રહે છે. દુઆ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની સાથે ક્યારેય સમાપ્ત ન થનાર હાર્દિક સંબંધનું પ્રદર્શન છે. મોમિનના જીવનની કોઈ ક્ષણ દુઆથી ખાલી નથી હોઈ શકતી.

# દુઆઓ (પ્રાર્થનાઓ)

ઈસ્લામમાં જે વાતો શીખવાડવામા આવી છે, તેમાંથી એક દુઆ છે. હદીસના પુસ્તકોમાં પુષ્કળ દુઆઓ નોંધવામાં આવી છે. આ દુઆઓ બતાવે છે કે જુદા-જુદા અવસરે એક મોમિન (મુસ્લિમ)ની જીભથી કયા પ્રકારના દુઆના બોલ અને લાગણીઓ પ્રગટ થવી જોઈએ.

જેમ કે - એક વ્યક્તિની મુલાકાત બીજા વ્યક્તિથી થાય, તો તે બંનેએ એક-બીજાને 'અસ્સલામુ અલઇકુમ વ-રહમતુલ્લાહ' કહેવું જોઈએ; અર્થાત્ એ કે તમારા પર અલ્લાહની સલામતી અને અલ્લાહની દયા થાય. એ જ પ્રમાણે મોમિન જ્યારે ભોજન કરે, તો તેણે 'બિસ્મિલ્લાહિર્-રહમાનિર્-રહીમ' કહીને પોતાનું ભોજન કરવું જોઈએ અને જ્યારે તે ભોજનને સમાપ્ત કરી લે તો 'અલ-હમ્દુ-લિલ્લાહ' અને આ જ પ્રમાણેના બોલ પોતાના મોઢેથી અદા કરવા જોઈએ. આમ, એક મોમિન પોતાના ખાવા-પીવાનો આરંભ અલ્લાહનું નામ લઈને કરે છે અને જ્યારે તે પોતાનું ખાવું-પીવું સમાપ્ત કરે છે તો ફરીથી તે અલ્લાહનો આભાર વ્યક્ત કરીને તેની કૃપાઓનો સ્વીકાર કરે છે.

મોમિનના પ્હદયમાં જ્યારે કોઈ ખરાબ વિચાર આવે છે, તો તે તેના સામે અલ્લાહનું શરણ માંગે છે અને આ બોલ પોતાના મોઢેથી અદા કરે છે — અલ્લાહુમ્મ, ઈન્ની અઊઝૂ બિ-ક મિનશ્-શઇતાનિર્-રજીમ; અર્થાત્ હે અલ્લાહ ! હું ધુત્કારેલા શૈતાનથી તારું શરણ માંગું છું. તેના સામે જ્યારે કોઈ મામલો આવે છે તો તે કહે છે કે — અલ્લાહુમ્મ, તવક્કલ્ના; અર્થાત્ હે અલ્લાહ ! અમે તારા પર જ ભરોસો કર્યો. એ જ પ્રમાણે જ્યારે તેને ધન મળે છે, તો તે કહે છે — અલ્લાહુમ્મ, બારિક-લના ફી અમ્વાલિના; અર્થાત્ હે અલ્લાહ ! અમારા ધનમાં અમને બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) પ્રદાન કર. એક મોમિન જ્યારે પ્રવાસ કરે છે તો તેની જીભ પર આ બોલ હોય છે — અલ્લાહુમ્મ, અન્તસ્ સાહિબુ ફીસ્-સફરિ વ-અન્તલ ખલીફતુ ફીલ-અહ્લ; અર્થાત્ હે અલ્લાહ ! તું આ પ્રવાસમાં મારો સાથી છે અને તું જ મારા પછી મારા પરિવારજનોનો નિરીક્ષક છે.

જ્યારે તેને કોઈ અકસ્માત નડે છે, તો તે કહે છે — ઈન્ના લિલ્લાહિ વ-ઈન્ના ઈલઇહિ રાજિઊન; અર્થાત્ અમે અલ્લાહ માટે છીએ અને અમને પાછા વળીને અલ્લાહ તરફ જ જવાનું છે. આમ, જીવનના દરેક મોડ અને દરેક તબક્કા માટે ઈસ્લામમાં દુઆઓ બતાવવામાં આવી છે. આ દુઆઓ દરેક પ્રસંગે મોમિનના ઈમાનને તાજું કરે છે. તે વર્તમાન દુનિયામાં તેના પ્રત્યેક અનુભવને 'રબ્બાની' (ઈશ્વરીય) અનુભવ બનાવતી રહે છે. મોમિન આ જ રીતે 'ઝિક્ર' (ઈશ્વરના સમરણ) અને દુઆ (પ્રાર્થના)ની છત્રછાયામાં જીવન પસાર કરે છે, ત્યાં સુધી કે તે મૃત્યુ પછી પોતાના રબને જઈ મળે છે.

# માનવ-સમાજ

કુર્આનની સૂરઃ નં. ૧૬ માં કહેવામાં આવ્યું છે – નિઃશંક, અલ્લાહ આદેશ આપે છે ન્યાયનો અને ઉપકારનો અને સગાઓને આપવાનો, અને અલ્લાહ મનાઈ કરે છે નિર્લજ્જતાથી અને બૂરાઈથી અને વિદ્રોહથી. અલ્લાહ તમને શિખામણ આપે છે, જેથી તમે શિખામણ ગ્રહણ કરો. (સૂરઃ નહ્‌લ, ૯૦)

માનવીએ અલ્લાહની દુનિયામાં ન્યાયની સાથે રહેવું જોઈએ. આનો અર્થ એ છે કે કોઈ વ્યક્તિનો જે હક્ક બીજા પર આવે છે તે તેને પૂરેપૂરો અદા કરે, ચાહે હક્કદાર કમજોર હોય કે શક્તિશાળી, અને ચાહે તે પ્રિય વ્યક્તિ હોય કે અપ્રિય. હક્કોને અદા કરવામાં માત્ર હક્કનું ધ્યાન રાખવામાં આવે, ન કે બીજી કોઈ રીતે. ઉપકાર એ છે કે હક્કોને અદા કરવામાં વિશાળ-હ્રદયતાની રીત અપનાવવામાં આવે. ન્યાયની સાથે સદ્‌વ્યવહારને સામેલ કરવામાં આવે. કાનૂની વર્તુળથી આગળ વધીને લોકોની સાથે ઉદારતા અને સહાનુભૂતિનું વલણ અપનાવવામાં આવે. વ્યક્તિમાં એ સાહસ હોય કે યથાસંભવ તે પોતાના માટે પોતાના હક્કથી ઓછા પર રાજી થઈ જાય અને બીજાઓને તેના હક્કથી વધારે આપવાનો પ્રયત્ન કરે. 'ઇતાઅી ઝીલ-કુરબા' એ છે કે વ્યક્તિ જે રીતે પોતાના પત્ની-બાળકોની જરૂરતોનું ધ્યાન રાખીને બેચેન થઈ જાય છે અને તેને પૂરી કરે છે, એ જ રીતે તે બીજા નજીકના લોકોની જરૂરતો વિશે પણ સંવેદનશીલ હોય. પ્રત્યેક સંપન્ન વ્યક્તિ પોતાના ધન પર માત્ર પોતાનો અને પોતાના કુટુંબીજનોનો હક્ક ન સમજે, બલ્કે પોતાના સગા-વ્હાલાઓના હક્કો અદા કરવાને પણ તે પોતાની જવાબદારીમાં સામેલ કરે.

આ ત્રણ કાર્યો છે, જેનો આદેશ અલ્લાહે માનવીને આપ્યો છે. હવે ત્રણ વસ્તુઓ એવી છે, જેનાથી અલ્લાહે માનવીને રોક્યો છે. પહેલી વસ્તુ નિર્લજ્જતા છે. તેનાથી અભિપ્રેત ખુલ્લી નૈતિક બૂરાઈઓ છે; અર્થાત્‌ એ બૂરાઈઓ જેનું ખરાબ હોવું સ્વયં પોતાના અંતરાત્મા અનુસાર દરેક વ્યક્તિને ખબર હોય છે. બીજી વસ્તુ બૂરાઈ છે. આનાથી અભિપ્રેત એ અનુચિત કાર્યો છે, જે સામાન્ય નૈતિક ધોરણોના વિરુદ્ધ છે. આમાં એ તમામ વસ્તુઓ સામેલ છે, જેને માનવી સામાન્ય રીતે ખરાબ સમજે છે. ત્રીજી વસ્તુ 'બગઈ' છે આનો અર્થ છે હદનું ઉલ્લંઘન કરવું. આમાં દરેક એ વિદ્રોહ સામેલ છે, જ્યારે વ્યક્તિ પોતાની વાસ્તવિક હદનું ઉલ્લંઘન કરીને બીજા વ્યક્તિ પર અતિરેક કરે. તે પોતાની શક્તિ અને પ્રભાવનો અનુચિત ફાયદો ઉઠાવવા માટે ઉપયોગ કરવા લાગે.

# દયાશીલ ધર્મ

તમે કુર્આન ખોલશો તો જોશો કે તેની સૌપ્રથમ આયત છે : بسم الله الرحمن الرحيم (અલ્લાહના નામથી, જે અત્યંત મહેરબાન અને અત્યંત દયાળુ છે.) આ આયત કુર્આનમાં ૧૧૪ વાર આવી છે. આનાથી તેના મહત્ત્વનું અનુમાન કરી શકાય છે. આનાથી એ ખ્યાલ આવે છે કે રહમ (દયા) કે મહેરબાનીનું મૂલ્ય ઇસ્લામની દૃષ્ટિએ સૌથી વધારે મહત્ત્વનું છે. દરેક સાચા મુસલમાન માટે જરૂરી છે કે તે દયા અને પ્રેમ અને મહેરબાનીની પ્રતીમા બને. તેના હ્રદયમાં બીજાઓ માટે મહેરબાની સિવાય બીજી કોઈ ભાવના ન હોવી જોઈએ.

ઇસ્લામમાં એ શિક્ષા આપવામાં આવી છે કે જ્યારે પણ કોઈ વ્યક્તિ બીજા વ્યક્તિને મળે, તો તેને 'અસ્સલામુ અલઇકુમ' કહે. અર્થાત્ દરેક બીજા માટે શાંતિ અને સલામતીનું પ્રદર્શન કરે. નમાઝ ઇસ્લામમાં એક એવી ઇબાદત છે, જે દરરોજ પાંચ વખત અદા કરવામાં આવે છે. (સુન્નત નમાઝો આ ઉપરાંત છે). દરેક નમાઝના અંતે નમાઝ પઢનાર જમણી અને ડાબી બાજુ પોતાનો ચહેરો ફેરવીને કહે છે : 'અસ્સલામુ અલયકુમ, વ-રહમતુલ્લાહ વ-બરકાતુહ' (તમારા પર અલ્લાહની સલામતી અને બરકત થાય.)

આમ, દરેક મુસલમાનને એ શિક્ષા આપવામાં આવી છે કે તે સમગ્ર દુનિયામાં માનવો માટે પોતાના હ્રદયમાં મહેરબાનીની ભાવનાને પોષે. તેનું હ્રદય સમગ્ર માનવતા માટે દયા અને પ્રેમથી છલોછલ હોય.

હકીકત એ છે કે ઇસ્લામ દયાશીલ ધર્મ છે. તેની બધી શિક્ષાઓ, પ્રત્યક્ષ રૂપે કે પરોક્ષ રૂપે, શાંતિ અને દયાથી સંબંધિત છે. ઇસ્લામ ઇચ્છે છે કે દરેક માનવીના હ્રદયમાં બીજા માનવી માટે સારી ભાવનાઓ હોય. દરેક વ્યક્તિ બીજાને માનવના રૂપમાં જુએ, ન કે પોતાના અને પારકા, મિત્ર અને શત્રુની નજરથી.

ઉત્તમ માનવ-સમાજ બનાવવા માટે આ જ એક માત્ર ઉપાય છે અને ઇસ્લામમાં વારંવાર આની વિશેષ તાકીદ કરવામાં આવી છે. જે સમાજમાં લોકોની વચ્ચે આ પ્રકારનું વાતાવરણ હોય એ સમાજ અનિવાર્યપણે પ્રગતિ કરશે. આવા સમાજમાં દરેકને બીજાથી એ વસ્તુ મળશે, જે તે પોતાના માટે ઇચ્છે છે, દરેક એ વસ્તુથી બચીને રહેશે જેને તે પોતાના માટે પસંદ નથી કરતો.

ઇસ્લામ દયાની સંસ્કૃતિ છે. તેની તમામ નૈતિક શિક્ષાઓનો હેતુ એ છે કે લોકો એક-બીજાથી પ્રેમ કરે, લોકો એક-બીજા માટે દયાની પ્રતીમા બની જાય.

# કમજોરોની સહાયતા

ઈસ્લામમમાં એ વાત પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે કે જે લોકોની પાસે ધન છે તેઓ તેને માત્ર પોતાની જાત માટે વિશિષ્ઠ ન કરી લે, બલ્કે તેમાંથી બીજાઓ પર પણ ખર્ચ કરે. આનું કારણ એક હદીસમાં એ બતાવવામાં આવ્યું છે કે તમને જે મદદ મળે છે અને જે રોજી તમારા પાસે પહોંચે છે તે તમારા કમજોર લોકોના કારણે જ પહોંચે છે.

આ એક સામાન્ય અનુભવ છે કે માનવોમાં કોઈની પાસે વધારે ધન હોય છે અને કોઈની પાસે ઓછું. આનું કારણ શું છે ? આનું કારણ પ્રકૃતિની એ વ્યવસ્થા છે, જે અલ્લાહે પોતાના હેતુ હેઠળ સ્થાપિત કરી છે. આ દુનિયા પરીક્ષા માટે બનાવવામાં આવી છે. આ પરીક્ષાના હેતુનો તકાદો છે કે લોકોની વચ્ચે ફરક હોય. આ વાસ્તવમાં ફરક જ છે, જે માનવ-સમાજમાં પરીક્ષાની સ્થિતિ પેદા કરે છે. જો માનવો વચ્ચે વિભિન્ન પ્રકારના ફરક ન હોય તો પરીક્ષાવાળા પરીબળોનું પેદા થવું પણ સમાપ્ત થઈ જાય.

આમાંથી એક ફરક એ છે કે કોઈ માનવી જન્મજાત શક્તિશાળી હોય છે અને કોઈ માનવી અશક્ત, માનસિક રીતે પણ અને શારીરિક રીતે પણ.આ જ ફરકના કારણે એવું થાય છે કે અમુક લોકો પોતાની ઉત્તમ યોગ્યતાઓના જોરે વધારે ધન એકત્ર કરી લે છે અને અમુક લોકો પોતાની નિમ્ન યોગ્યતાઓના કારણે વધારે ધન પ્રાપ્ત કરવાથી વંચિત રહી જાય છે.

આમ, કોઈની પાસે વધારે ધન એકત્ર થઈ જવું બીજાઓની અશક્તિના કારણે થાય છે. જો બધા જ લોકો શક્તિશાળી હોય તો કોઈ એકની પાસે વધારે ધન એકત્ર નથી થઈ શકતું. હવે સંપન્ન કે ધનવાન વ્યક્તિએ આ પ્રાકૃતિક પરિસ્થિતિનો સ્વીકાર કરવો જોઈએ. તે પોતાના વધારાના ધનને સ્વયં પોતાની યોગ્યતાઓનું પરિણામ ન સમજે, બલ્કે તેને અલ્લાહની વ્યવસ્થાનું પરિણામ સમજે. ધનવાન વ્યક્તિમાં જો આ માનસિકતા હોય તો તે પોતાના ધનને માત્ર પોતાનું ધન નહીં સમજે, બલ્કે તેનો વિચાર એ હશે કે આ વાસ્તવમાં બીજાઓનો ભાગ છે, જે સંયોગથી મારા પાસે આવી ગયો છે. આ ભાવના તેને વિવશ કરશે કે જે કંઈ બીજાઓનું છે તેને તે બીજાઓને આપી દે.

આ જ ઈસ્લામ છે અને આ જ સાચી માનવીય ભાવના !

# ભોજન કરાવવું

કુર્આનમાં અપેક્ષિત માનવીની જે છબી છે, તેનું એક પાસું એ બતાવવામાં આવ્યું છે કે તે લોકો અલ્લાહના પ્રેમમાં ગરીબ, અનાથ અને કેદીઓને ભોજન કરાવે છે. (સૂરઃ દહ્ર, ૮) એ જ પ્રમાણે કુર્આનમાં બતાવવામાં આવ્યું છે કે આખિરત (પરલોક)માં જ્યારે નર્કવાસીઓને પૂછવામાં આવશે કે કઈ વસ્તુ તેમને નર્કમાં લઈ આવી, તો તેનું એક કારણ તેઓ એ બતાવશે કે અમે ગરીબોને ભોજન નહોતા કરાવતા. (સૂરઃ મુદ્દસિર, ૪૪)

આ પ્રકારની આયતોમાં 'ઇત્આમ' (ભોજન કરાવવું)નો શબ્દ પ્રતીકરૂપે છે. આનો અર્થ એ છે કે ઇસ્લામ અનુસાર દરેક માનવી માટે આવશ્યક છે કે તે બીજા કોઈ માનવીને ભૂખ-તરસની સ્થિતિમાં જુએ, તો તે તેની ભૂખ અને તરસ દૂર કરે. તે તેની જરૂરતોને પૂરી કરે.

બીજાઓને ભોજન કરાવવું કે તેમની જરૂરતોને પૂરી કરવું નિઃશંક ખૂબ મોટું સદ્કાર્ય છે. પોતે કમાવું અને પોતે ખાવું જો પશુતા છે, તો કમાવ્યા પછી પોતે ખાવું અને બીજાઓને ખવડાવવું એ વસ્તુ છે, જે કોઈ માનવીને વાસ્તવિક માનવતાના દરજ્જાએ પહોંચાડે છે.

જે સમાજમાં લોકોમાં એ સ્વભાવ હોય કે પોતાની કમાણીમાં બીજાઓનો ભાગ સમજે, તે પોતાની જરૂરત પૂરી કરવાના સાથે બીજાઓની જરૂરતો પણ પૂરી કરે, એવો સમાજ શાંતિદાયક સમાજ હશે. આવા સમાજમાં દરેક વ્યક્તિ સલામત જીવન વીતાવશે. આવો સમાજ એક મોટા પરિવાર સમાન હશે, જેના દરેક વ્યક્તિના હ્રદયમાં બીજા લોકો માટે એવી જ લગાણીઓ હશે, જેવી સ્વયં પોતાના પરિવારના લોકો માટે હોય છે.

જે લોકો દુનિયામાં આવો સમાજ બનાવે, તેઓ જાણે અલ્લાહની મરજીને પૂરી કરી રહ્યા છે. આ જ એ લોકો છે, જેમને આખિરત (પરલોક)માં જન્નતના સમાજમાં વસાવવામાં આવશે, કેમ કે તેમણે દુનિયામાં જન્નતી સમાજ અનુસાર જીવન વીતાવવાનો પ્રયત્ન કર્યો હતો.

પોતે ખાવામાં જો દુનિયાનો ફાયદો છે, તો બીજાઓને ભોજન કરાવવામાં આખિરતનો ફાયદો. પોતે ખાવું જો હંગામી ખુશીનું કારણ છે, તો બીજાઓને ખવડાવવું શાશ્વત ખુશીનું કારણ. પોતે ખાવું માત્ર ખાવું છે, તો બીજાઓને ખવડાવવું ઉચ્ચ પ્રકારની માનવતા.

# સર્વત્ર પ્રેમ

હદીસમાં ઉલ્લેખ છે કે ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ફરમાવ્યું કે તમારામાંથી કોઈ વ્યક્તિ મોમિન નથી હોઈ શકતો, જ્યાં સુધી તેની સ્થિતિ એ ન થઈ જાય કે તે પોતાના ભાઈ માટે પણ એ જ વસ્તુ પસંદ કરે, જેને તે પોતાના માટે પસંદ કરે છે.

આ હદીસમાં માનવીય નીતિમત્તાનું એક એવું સાદું માપદંડ બતાવવામાં આવ્યું છે, જેને દરેક વ્યક્તિ સમજી શકે અને દરેક વ્યક્તિ તેને અપનાવી શકે. હકીકત એ છે કે આ મામલામાં આનાથી વધારે સાદું માપદંડ બીજું કોઈ નથી હોઈ શકતું.

દરેક વ્યક્તિ બતાવ્યા વગર એ જાણતો હોય છે કે કઈ વસ્તુ તેને પસંદ છે અને એ કઈ વસ્તુ છે જે તેને પસંદ નથી, એ કઈ વાત છે જે તેને સારી લાગે છે અને એ કઈ વાત છે જે તેને ખરાબ લાગે છે. ઈસ્લામની આ જ શિક્ષા છે કે દરેક વ્યક્તિ આ જ જાણીતા-પરિચિત માપદંડને બીજાઓ માટે પણ અપનાવે.

દરેક વ્યક્તિને એ પસંદ છે કે તેનાથી વાત કરનાર તેનાથી સારી રીતે વાત કરે. હવે દરેક વ્યક્તિએ પણ બીજાઓની સાથે વાત કરવામાં હંમેશા સારી રીત અપનાવવી જોઈએ. દરેક વ્યક્તિને એ પસંદ છે કે કોઈ વ્યક્તિ જ્યારે તેને વચન આપે તે પોતાનું વચન નિભાવે. હવે આ જ વર્તન તેણે પણ બીજાઓની સાથે અપનાવવું જોઈએ. દરેક વ્યક્તિને એ પસંદ છે કે તેના સાથે જ્યારે કોઈની લેવડ-દેવડ થાય તો તે તેના સાથે અપ્રમાણિકતા ન આચરે. હવે તેણે પણ બીજાઓની સાથે એ જ પ્રમાણેનો વ્યવહાર કરવો જોઈએ.

ખરાબ માણસ એ છે જે એક હકીકતને પોતાના વિશે જાણે, પણ એ જ હકીકત બીજાઓ વિશે ભુલી જાય. તેની સરખામણીએ સારો માણસ એ છે જેનામાં આ પ્રકારની બેવડી નીતિ ન હોય. તે બીજાઓ માટે પણ એવો જ હોય, જેવો તે પોતે પોતાના માટે છે.

માત્ર પોતાની પસંદને જાણવું સ્વાર્થ છે. પોતાની પસંદની સાથે બીજાઓની પસંદને જાણવું ત્યાગ છે. સ્વાર્થ માનવીની માનવતાનું અપમાન છે. આનાથી વિપરીત ત્યાગ માનવતાનો ઉચ્ચ પ્રકારનો દરજ્જો છે. સ્વાર્થી વ્યક્તિ માત્ર પોતાને જાણે છે ને ત્યાગ કરનાર વ્યક્તિ પોતાની સાથે બીજાઓને પણ.

# સાર્વત્રિક કરુણા

એક નોંધ હદીસના જુદા-જુદા પુસ્તકોમાં જોવા મળે છે. 'સહીહ બુખારી'માં પણ તે કેટલાય પ્રકરણો હેઠળ નોંધવામાં આવેલ છે. 'બાબ રહમતુન્નાસ વલ-બહાઈમ'' (માનવો અને પુશઓની સાથે દયાનું પ્રકરણ) હેઠળ આ નોંધ આ પ્રમાણે છે :

એક વ્યક્તિ કોઈ રસ્તે ચાલી રહ્યો હતો. તેને ખૂબ તરસ લાગી. પછી તેણે એક કૂવો જોયો. તે તેમાં ઊતર્યો અને તેનાથી પાણી પીધું. પછી તે બહાર નીકળ્યો, તો તેણે જોયું કે એક કૂતરો હાંફી રહ્યો છે અને તરસના કારણે ભીની માટી ખાઈ રહ્યો છે. તે વ્યક્તિએ મનમાં કહ્યું કે આ કૂતરો પણ એ જ હાલતમાં છે, જે હાલત મારી હતી. પછી તે માણસ ફરીથી કૂવામાં ઊતર્યો અને પોતાના પગરખામાં પાણી ભર્યું અને મોઢાથી પકડીને બહાર આવ્યો અને કૂતરાને પાણી પીવડાવ્યું. તો અલ્લાહે તેના આ કાર્યને કબૂલ કરી લીધું અને તેને માફ કરી દીધો. લોકોએ કહ્યું કે, હે અલ્લાહના રસૂલ ﷺ ! શું અમારા માટે પશુઓમાં પણ અજ્ર (પુણ્ય) છે ? પયગંબર સાહેબે ફરમાવ્યું, હા ! દરેક સજીવમાં તમારા માટે અજ્ર છે. (ફત્હુલ બારી, ૧૦/૪૫૨)

માણસના શરીરને જ્યારે પાણીની જરૂર હોય છે, તો પ્રકૃતિ તેને અંદરથી તરસની અનુભૂતિ કરાવે છે, જેથી તે પાણી મેળવે અને શરીરમાં પાણી પહોંચાડીને તેની જરૂરતને પૂરી કરે. આ જ મામલો ભૂખ લાગવા કે ટાઢ લાગવાનો છે. આ જાણે પ્રકૃતિની પોકાર છે, જે માણસને બતાવે છે કે તે ભોજન કરીને કે ગરમ કપડું ઓઢીને પોતાના શરીરની જરૂરત પૂરી કરે.

આ અનુભૂતિઓ પશુઓમાં પણ હોય છે. પરંતુ પશુઓ માત્ર પોતાની જાત સુધી આ અનુભૂતિઓની પૂર્તિથી વાકેફ હોય છે. પરંતુ માનવીનો મામલો આનાથી જુદો છે. માનવીથી એ અપેક્ષા છે કે તે આ અનુભૂતિઓને ફેલાવે. તે જે રીતે પોતાની જરૂરતોને અનુભવીને તેને પૂરી કરવાનો પ્રબંધ કરે છે, એ રીતે તે બીજા માનવીઓ અને પશુઓની જરૂરતોને પણ જાણે, અને દરેક જરૂરતમંદની જરૂરતને પૂરી કરવાનો પ્રયત્ન કરે.

પોતાની જરૂરતને પૂરી કરવી માત્ર પોતાની પ્રાકૃતિક માંગને પૂરી કરવું છે, પરંતુ બીજાઓની જરૂરતને પૂરી કરવી એક ઇબાદત છે અને ઉચ્ચતમ્ પ્રકારનું માનવ-ચરિત્ર અને ગરિમા.

# નિરંતર લાભ

'મુસ્નદ અહમદ'ની એક નોંધમાં છે કે એક વ્યક્તિ એક વૃક્ષ લગાવે અને તેના પછી તે મૃત્યુ પામે, પછી એ વૃક્ષ મોટું થઈને ફળ આપે, જેને લોકો અને પક્ષીઓ ખાય, તો આ તેના માટે એક નિરંતર સવાબ (પુણ્ય) હશે, ત્યાં સુધી કે અલ્લાહના સર્જનો તેનાથી લાભ પ્રાપ્ત કરતા રહે.

ઈસ્લામમાં લાભ પહોંચાડવાનો એક સ્થાયી સિદ્ધાંત છે, જેને 'સદકએ-જારિયા' કહે છે. આનાથી અભિપ્રેત એ છે કે એક વ્યક્તિ એક લાભદાયી કાર્ય કરે, જેમ કે તે વૃક્ષ વાવે કે પુલ બનાવે, અને તે પછી તે મૃત્યુ પામે, પરંતુ તેણે સ્થાપિત કરેલ વસ્તુ તેના મૃત્યુ પછી પણ બાકી રહીને માનવોને લાભ પહોંચાડતી રહે, તો આ પ્રકારના 'સદકએ-જારિયા' (નિરંતર પુણ્ય આપતા દાન)નું ખૂબ મહત્ત્વ છે, અને આ કાર્યમાં તેનો ખૂબ મોટો સવાબ (પુણ્ય) બતાવવામાં આવેલ છે.

'સદકએ-જારિયા' વાસ્તવમાં માનવીય સજ્જનતાના એક ઉચ્ચ પાસાનું પ્રતિનિધિત્વ કરે છે. આ માનવીય સજ્જનતાનો એક ઉચ્ચ દરજ્જો છે કે વ્યક્તિ એવું ઈચ્છે કે તે કોઈ એવું કાર્ય કરીને જાય, જેનો લાભ માનવીય પેઢીઓને એ વખતે પણ મળતો રહે, જ્યારે કે તે વ્યક્તિ પોતાનું આયુષ્ય પૂરું કરીને દુનિયાથી વિદાય થઈ ગયો હોય.

લાભ પહોંચાડવો એ એક ઉચ્ચ પ્રકારની માનવીય ભાવના છે. જે વ્યક્તિમાં આ ભાવના જીવંત હોય, તે માત્ર એટલું જ નથી કરતો કે પ્રત્યક્ષરૂપે જ્યારે કોઈ માનવીથી તેને વ્યવહાર કરવો પડે તો તે તેને થોડોક ફાયદો પહોંચાડી દે, બલ્કે આવા વ્યક્તિની એ કોશિશ રહે છે કે તે કોઈ એવું કાર્ય કરે, જે સાર્વજનિક રૂપે લોકોને લાભ પહોંચાડનાર હોય, ત્યાં સુધી કે તેની અભિલાષા એ હોય છે કે તેના મૃત્યુ પછી પણ માનવતા માટે તેના લાભ પહોંચાડવાનો ક્રમ અટકે નહીં, તેનો લાભ પહોંચાડવાનો ક્રમ ત્યારે પણ ચાલુ રહે, જ્યારે કે તે પોતે તેને જોવા માટે દુનિયામાં જીવંત ન પણ હોય.

બીજાઓ માટે લાભદાયી બનવું સ્વયં પોતાની માનવતાની પરિપૂર્તિ છે. બીજાઓને આપીને વ્યક્તિ સ્વયં પોતાના માટે તેના વધારે પામી લે છે, જેટલું કે તેણે બીજાઓને આપ્યું હતું. આ કાર્ય પોતાના અને પારકાની કલ્પનાને મિટાવે છે, તથા પોતાના અને પારકાની કલ્પનાને મિટાવીને માનવ-એકતાનું વાતાવરણ બનાવવું નિશ્ચિતરૂપે સૌથી મોટી માનવ-સેવા છે.

# દુશ્મન પણ દોસ્ત

કુર્આનની સૂરઃ નં. ૪૧ માં કહેવામાં આવ્યું છે કે – અને ભલાઈ અને બૂરાઈ બંને સમાન નથી. તમે જવાબમાં એ કહો જે તેનાથી વધારે ઉત્તમ હોય, પછી તમે જોશો કે તમારામાં અને જેનામાં દુશ્મની હતી, તેઓ એવા થઈ ગયા જાણે કોઈ ઘનિષ્ઠ મિત્ર ! (હા-મીમ સજદહ, ૩૪)

વારંવાર એવું થતું હોય છે કે એક વ્યક્તિને બીજા વ્યક્તિની વાત ખરાબ લાગે છે. એવા પ્રસંગો બનતા હોય છે કે જે વ્યક્તિની ભાવનાઓને ભડકાવી દે છે. આવા પ્રસંગે પ્રતિક્રિયાના બે સ્વરૂપો છે. એક નકારાત્મક પ્રતિક્રિયા અને બીજી હકારાત્મક પ્રતિક્રિયા. નકારાત્મક પ્રતિક્રિયા એ છે કે અપ્રિય વાત સામે આવે તો વ્યક્તિના અંદર ગુસ્સો ભડકી ઊઠે અને ગુસ્સામાં તે પ્રતિક્રિયાત્મક કાર્યવાહી શરૂ કરી દે. આ પ્રકારની પ્રતિક્રિયાત્મક કાર્યવાહી માત્ર સમસ્યાને વધારે છે, તેનાથી પરસ્પર કડવાશમાં વધારો થાય છે. આરંભિક વિરોધ છેવટે દુશ્મની સુધી પહોંચી જાય છે. જવાબ આપનાર પોતાના વિચાર અનુસાર સમસ્યાને દૂર કરવા માટે જવાબ આપતો હતો. પરંતુ તેનો જવાબ બીજા પક્ષકારને વધારે ભડકાવીને સમસ્યામાં વધારો કરી દે છે.

બીજી રીત એ છે કે જ્યારે કોઈના તરફથી કોઈ અપ્રિય વાત સામે આવે તો વ્યક્તિ તેના સામે પ્રત્યાઘાતી રીત ન અપનાવે, તે થોડીક વાર મૌન થઈ જાય અને જો બોલવું હોય તો તે કડવા વેણનો જવાબ મીઠા બોલથી આપે. તે બદલાની ભાવના હેઠળ કાર્યવાહી કરવાને બદલે સુધારણાની ભાવના હેઠળ પોતાની હકારાત્મક કોશિશ ચાલુ કરી દે.

પહેલું વલણ જો દુશ્મનીમાં વધારો કરવાનું કારણ બન્યું હતું, તો બીજું વલણ દુશ્મનને દોસ્ત બનવવાનું સાધન સાબિત થશે. પહેલા વલણે સમસ્યાને વધારી હતી, તો બીજું વલણ સમસ્યાને મૂળથી સમાપ્ત કરી નાખશે.

માનવીના અંદર અંતરાત્મા પણ છે અને અહંકાર પણ. જો તમે કોઈ માનવીના અંતરાત્માને જગાડશો, તો એવા વ્યક્તિને તમે તમારો મિત્ર અને હમદર્દ બનાવી લેશો, અને જો તમે એવું વલણ અપનાવો જે વ્યક્તિના અહંકારને ભડકાવનાર હોય તો વિપરીતરૂપે એ થશે કે વ્યક્તિ તમારો વિરોધી અને દુશ્મન બની જશે. દરેક વ્યક્તિમાં તમારો એક મિત્ર-માનવ છુપાયેલો હોય છે અને તેના જ સાથે તમારો શત્રુ-માનવ પણ. તમારો એક વ્યવહાર એ વ્યક્તિને તમારો મિત્ર બનાવી નાખે છે અને તમારો બીજો વ્યવહાર તેને તમારો શત્રુ. હવે એ તમારું પોતાનું સાહસ છે કે તમે બંનેમાંથી કોની પસંદગી કરો છો.

# કલ્યાણકારી સમાજ

કુર્આનની સૂરઃ નં. ૨માં કહેવામાં આવ્યું છે કે – જે લોકો અલ્લાહના કરારને, તે બાંધ્યા પછી તોડી નાખે છે અને એ વસ્તુને તોડે છે જેને અલ્લાહે જોડવાનો આદેશ આપ્યો છે અને જમીનમાં બગાડ ઊભો કરે છે, આ જ લોકો નુકસાન ઉઠાવનારાઓ છે. (બકરહ, ૨૭)

માનવી જ્યારે સામાજિક જીવનમાં રહે છે, તો સમાજના દરેક વ્યક્તિ સાથે તેનો પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ સ્થાપિત થઈ જાય છે. તેના પોતાના ઘરના લોકોથી લઈને શાસક વર્ગના લોકો સુધી, દરેકની સાથે તે મૌન કરારથી જોડાયેલો હોય છે. સામાજિક જીવન એક પ્રકારનો કરાર છે. દરેક વ્યક્તિ તેમાં જોડાયેલો હોય છે, ચાહે તેણે આની જાહેરાત કરી હોય કે ન કરી હોય.

આ કરારના તકાદાઓને પૂરા કરવાથી એક કલ્યાણકારી સમાજ બને છે, અને જે સમાજના લોકો આ કરારના તકાદાઓને તોડે છે, તે સમાજ વિનાશ અને બરબાદીનો સમાજ બની જાય છે. રિશ્તા અને પરિવાર વચ્ચેના આ સંબંધનું નામ છે સદ્‌વ્યવહાર, અને આનું ઉલ્લંઘન કરવાનું નામ છે દુર્વ્યવહાર. એ જ રીતે પાડોસમાં રહેતા લોકોની સાથે વ્યક્તિએ હક્કોને અદા કરવાવાળા બનવાનું છે, ન કે હક્કોનું હનન કરવાવાળો. એ જ પ્રમાણે આખા સમાજમાં વ્યક્તિએ એ કરવાનું છે કે વ્યક્તિ તેને લાભ પહોંચાડનાર સભ્ય બને, ન કે નુકસાન પહોંચાડનાર અને સમસ્યાઓ ઊભી કરનાર સભ્ય. એ જ રીતે દેશની વ્યવસ્થાના માળખામાં તેણે કાનૂનનું પાલન કરનાર નાગરિક બનવું જોઈએ, ન કે કાનૂનને તોડનાર.

આ બે જુદા-જુદા પ્રકારના માણસો, બે ભિન્ન પ્રકારનો સમાજ બનાવે છે. એક પ્રકારના માણસોથી રચનાત્મક સમાજ બને છે, જેમાં સારા મૂલ્યોનું પોષણ થાય છે, અને બીજા પ્રકારના લોકોથી જે સમાજ બને છે તે એક બગડેલો સમાજ હશે. આમાં બૂરાઈઓનો ફેલાવો થશે અને સદ્‌કાર્યો દબાઈને રહી જશે.

નેક અને સદાચારી માનવ-સમાજ એ છે, જે પ્રકૃતિની યોજના અનુસાર હોય, અને દુરાચારી સમાજ એ છે, જે પ્રકૃતિએ નિર્ધારિત કરેલ માર્ગથી હટી જાય.

# તોલ-માપમાં કમી

કુર્આનની સૂરઃ નં.૮૩ માં કહેવામાં આવ્યું છે કે — ખરાબી છે તોલ-માપમાં કમી કરવાવાળાઓ માટે, જેઓ લોકો પાસેથી માપીને લે તો પૂરું લે અને જ્યારે તેમને માપીને કે તોલીને આપે તો ઓછું કરીને આપે. શું આ લોકો નથી સમજતા કે તેમને એકત્ર કરવામાં આવશે એક મહાન દિવસ માટે, જે દિવસે તમામ લોકો સૃષ્ટિના મહાન અલ્લાહની સામે ઊભા હશે. (મુતફ્ફિફીન, ૧-૩)

કોઈપણ સમાજમાં સૌથી વધારે ખરાબ ચરિત્રવાળા એ લોકો છે, જેમની સ્થિતિ એ હોય છે કે જ્યારે તેઓ બીજાઓ પાસેથી કોઈ વસ્તુ લઈ રહ્યા હોય તો સંપૂર્ણપણે માપીને અને તોલીને લે, પરંતુ જ્યારે તેમણે બીજાઓને આપવાનું હોય તો ઓછું માપે અને ઓછું તોલે. તેમના પાસે પોતાના માટે એક ત્રાજવું હોય અને બાકીના લોકો માટે બીજું ત્રાજવું.

આ ચરિત્રનો સંબંધ કેવળ વેપારના માપવા અને તોલવાથી નથી, બલ્કે આનો સંબંધ જીવનના તમામ મામલાઓથી છે. જેમ કે - જે લોકો એવું કરે કે જ્યારે તેઓ પોતાનો ઉલ્લેખ કરે તો તેઓ હંમેશા પોતાની સારી વાતો અને ખૂબીઓની ચર્ચા કરે, અને જ્યારે તેઓ બીજાઓનો ઉલ્લેખ કરે તો તેઓ માત્ર તેમની બૂરાઈઓને લે અને સમાજમાં તેની જ ચર્ચા કરે. પોતાના વિશે તેમનું માપદંડ એ હોય કે દરેક જગ્યાએ પોતાની પ્રશંસા કરવામાં આવે, અને બીજાઓ વિશે તેમનું માપદંડ એ હોય કે લોકો તેમને તેમના દુર્ગુણોની સાથે જાણે.

જે લોકો આવું કરે કે જ્યારે પોતાની જાતનો મામલો હોય તો તેઓ પોતાની બૂરાઈઓ છુપાવે અને પોતાની ખૂબીઓ જાહેર કરે, અને જ્યારે બીજાઓનો મામલો હોય તો તે તેમની ખૂબીઓની ઉપેક્ષા કરે અને માત્ર તેમની બૂરાઈઓનું વર્ણન કરે, એવા લોકો અલ્લાહની નજરમાં અત્યંત ખરાબ છે, અલ્લાહની દયામાં હિસ્સો મેળવનારા નથી.

જે સમાજમાં આવા લોકો જોવા મળે, તો તેઓ આખા સમાજને ભ્રષ્ટ કરી નાખશે, એટલા માટે કે એક સભામાં તેઓ પોતાની ખૂબીઓનું વર્ણન કરી રહ્યા હશે, તો બીજી સભામાં તેમના જ જેવો એક બીજો માણસ તેમની બૂરાઈઓ બતાવી રહ્યો હશે. આ રીતે દરેક વ્યક્તિ લોકોની નજરમાં સંદિગ્ધ બની જશે. આવા સમાજથી સદ્ભાવના અને વિશ્વાસનું વાતાવરણ સમાપ્ત થઈ જશે, લોકોમાં એક-બીજા માટે આદર બાકી નહીં રહે, અને જે સમાજમાં આવું થઈ જાય તે સમાજ કોઈના માટે રહેવાને લાયક નથી, ત્યાં સુધી કે તેના માટે પણ નહીં જે સવારથી સાંજ સુધી પોતાની પ્રશંસા કરતો રહે છે.

# માનવ સમાનતા

હદીસમાં ઉલ્લેખ છે કે ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ અંતિમ હજ્જમાં પ્રવચન આપતાં ફરમાવ્યું કે – હે લોકો ! કોઈ આરબને કોઈ બિનઆરબ પર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી અને કોઈ બિનઆરબને કોઈ આરબ પર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, સિવાય દીન (ધર્મ) અને તકવા (ઈશભય અને સંયમ)ના. (મુસ્નદ અહમદ)

તમામ માનવોનો સર્જનહાર એક છે. તમામ માનવો એક જ આરંભિક માતા અને પિતાથી જન્મ્યા છે. તેથી તમામ માનવો સમાન છે. તમામ માનવો પરસ્પર લોહીના સંબંધે ભાઈની હેસિયત રાખે છે.

દેખીતી રીતે જોઈએ તો જુદા-જુદા માનવ-વંશો વચ્ચે ફરક દેખાય છે. જેમ કે - રંગનો ફરક, તેમનામાં કોઈ શ્યામ વર્ણનો છે અને કોઈ ગૌર વર્ણનો. પરંતુ આ પ્રકારના તમામ ભેદ કેવળ બાહ્ય રીતે છે. હકીકતમાં એક માનવી અને બીજા માનવી વચ્ચે કોઈ ભેદ નથી.

માનવ સમાનતાની આ કલ્પના અલ્લાહની શરીઅત (ઈશ્વરીય કાનૂન) અનુસાર પણ છે અને પ્રકૃતિ અનુસાર પણ. વધુમાં એ કે તમામ માનવોને સમાન દરજ્જો આપીને જ ઉત્તમ સમાજ બની શકે છે. જે સમાજમાં લોકોને સમાન દરજ્જો આપવામાં ન આપવામાં આવ્યો હોય એ સમાજ ક્યારેય પણ શાંતિ અને ખુશહાલીનો સમાજ નથી બની શકતો. આવા સમાજમાં હંમેશા બેચેની વ્યાપ્ત રહેશે.

એક વ્યક્તિ અને બીજા વ્યક્તિ વચ્ચે ફરકનો આધાર વંશ, રંગ અને ભાષા નથી, બલ્કે ચરિત્ર છે. જે વ્યક્તિ ચરિત્ર અને આચરણમાં ઉચ્ચ છે એ જ દરજ્જાની રીતે પણ ઉચ્ચ છે, અને જે વ્યક્તિ ચરિત્ર અને આચરણની રીતે ઉચ્ચ ન હોય તે માનવતાની રીતે પણ ઉચ્ચ નથી, ચાહે તેણે દેખીતી રીતે ગમે તેટલો સુંદર પોશાક પોતાના શરીર પર નાખી રાખ્યો હોય.

# અત્યાચાર નહીં

હદીસમાં ઉલ્લેખ છે કે ઈસ્લામના પયગંબર મુહમ્મદ ﷺ એ બતાવ્યું કે અલ્લાહે ફરમાવ્યું છે કે – હે મારા બંદાઓ ! મેં અત્યાચારને મારા પર અવૈધ ઠેરવી લીધું છે અને તમારા દરમ્યાન પણ પરસ્પર અત્યાચાર કરવું અવૈધ ઠેરવી દીધું છે, તેથી લોકો એક-બીજા પર અત્યાચાર ન કરે. (સહીહ મુસ્લિમ, કિતાબુલ બિર્ર વસ્-સલાત, વલ-અદબ)

અત્યાચાર પ્રકૃતિની યોજનાના વિરુદ્ધ છે. સૃષ્ટિમાં અસંખ્ય વસ્તુઓ છે. પરંતુ તેનો કોઈ ભાગ તેના બીજા પર અત્યાચાર નથી કરતો. આ પ્રકૃતિનું મોડલ છે, જે અલ્લાહે સૃષ્ટિમાં સ્થાપિત કરેલ છે. માનવીએ પણ આ જ મોડલને અપનાવવું જોઈએ. માનવ-સમાજમાં પણ તેનો કોઈ વ્યક્તિ તેના કોઈ બીજા વ્યક્તિ પર અતિરેક ન કરે, જે રીતે વ્યાપક સ્તરે સૃષ્ટિના વિભિન્ન ભાગો એક-બીજા પર અતિરેક નથી કરતા.

અત્યાચાર અને અતિરેક શું છે ? તે છે પોતાની સીમાને પાર કરી જવું, પોતાના ઉચિત હક્કથી વધારેની માંગ કરવી, પોતાના લાભ માટે બીજાઓને નુકસાન પહોંચાડવું, આ પ્રકારના દરેક કાર્ય પ્રકૃતિની યોજનામાં વિચિત્ર અને અજ્ઞાત છે. તે અલ્લાહને અપેક્ષિત કાર્ય નથી.

દરેક માનવીને સ્વતંત્રતા છે કે તે દુનિયામાં પોતાના વિકાસનું કાર્ય ચાલુ રાખે, પરંતુ તેની એક અનિવાર્ય શરત છે અને તે એ છે કે તેની પ્રવૃત્તિઓ બીજાઓ માટે નુકસાનનું કારણ ન બને. અવકાશનો પ્રત્યેક તારો અને ગ્રહ નિરંતર પરિભ્રમણ કરે છે. પરંતુ દરેકનું ભ્રમણ પોતાની નિશ્ચિત ધરી પર છે. કોઈપણ તારો કે ગ્રહ પોતાની ધરીથી બહાર નથી નીકળતો. આ જ સિદ્ધાંત છે, જેણે અવકાશના તારાઓ અને ગ્રહોને પરસ્પર ટકરાવાથી બચાવી રાખ્યા છે. તદ્દન આ જ સિદ્ધાંત માનવીથી પણ અપેક્ષિત છે.

પોતાના વર્તુળમાં સીમિત રહીને કાર્ય કરવું તદ્દન ઉચિત છે, અને પોતાના વર્તુળથી નીકળીને બીજાઓના વર્તુળમાં પ્રવૃત્તિઓ કરવી તદ્દન અનુચિત. આ બંને એક-બીજાથી વિરુદ્ધ વલણો છે, બંનેનું પરિણામ સમાન હોવું સંભવ નથી.

# લોભ-લાલચનું નુકસાન

હદીસમાં ઉલ્લેખ છે કે અલ્લાહના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું : બે ભૂખ્યા વરુઓને જો બકરીઓમાં છુટા મૂકી દેવામાં આવે, તો તેઓ એટલું નુકસાન નહીં પહોંચાડી શકે, જેટલું માનવીનું ધન માટે લોભી અને લાલચુ બની જવું. (જામેઉલ ઉસૂલ ફી અહાદિસ અલ-રસૂલ, ૩/૬૨૮)

લાલચ સંતોષની વિરોધી છે. લાલચ એ છે કે વ્યક્તિને જે મળ્યું છે તેના પર સંતુષ્ટ ન હોવું. તે નિરંતર વધારે પ્રાપ્ત કરવાની કોશિશમાં લાગેલો રહે, ત્યાં સુધી કે એ જ હાલતમાં તેનું મૃત્યુ થઈ જાય.

ભૌતિક સાધન-સામગ્રીની ત્રણ હદ છે — જરૂરત, રાહત અને ભોગવિલાસ. શરૂઆતમાં વ્યક્તિ માત્ર એ ઇચ્છે છે કે જરૂરતના પ્રમાણમાં તેને દુનિયાની સાધન-સામગ્રી મળી જાય. જ્યારે તેને જરૂરતના પ્રમાણમાં સાધન-સામગ્રી મળી જાય છે તો તેના પછી તે એ હદ પર અટકી જતો નથી. તે હવે રાહતની પ્રાપ્તિમાં લાગી જાય છે. તે પોતાના બધા પ્રયાસો આ જ માર્ગમાં લગાવી દે છે, ત્યાં સુધી કે એ સમય આવે છે કે તેને રાહત અને આરામવાળી વસ્તુઓ પ્રાપ્ત થઈ જાય છે. પરંતુ તે અહીં પણ નથી અટકતો. તેની લાલચ હવે તેને ભોગ-વિલાસનો અભિલાષી બનાવી દે છે. તે વૈભવની સાધન-સામગ્રી એકઠી કરવામાં મગ્ન થઈ જાય છે, જે ક્યારેય સમાપ્ત થવાની નથી.

વ્યક્તિનું સૌભાગ્ય એમાં છે કે તે જરૂરત પર સંતોષ માને. તે તેનાથી વધારેનો લોભી ન બને. જો તે જરૂરતની હદ પર નહીં અટકે તો તેના પછી તેના માટે કોઈ હદ આવવાની નથી, ત્યાં સુધી કે ભોગ-વિલાસની તમામ સાધન-સામગ્રી એકઠી કરી લીધા પછી પણ તેને સંતોષ પ્રાપ્ત નહીં થાય. પછી તે સત્તાનો અભિલાષી બની જશે અને સત્તાની અભિલાષા એક એવું અફીણ છે, જે વ્યક્તિને માત્ર નશો આપે છે, તે કોઈપણ દરજ્જાએ તેને ચેન નહીં લેવા દે.

સફળ માનવી એ છે, જેનું હ્રદય લાલચથી પવિત્ર હોય. જે ઓછા પર રાજી થઈ જાય, જે જીવનના ઉચ્ચ ધ્યેયમાં વધારાનો અભિલાષી હોય, ન કે દુનિયાની અને ભૌતિક સાધન-સામગ્રીનો.

# કાર્યમાં સાતત્યતા

હદીસમાં ઉલ્લેખ છે કે ઇસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું કે અલ્લાહના નજીક સૌથી વધારે પ્રિય કાર્ય એ છે, જે સાતત્યની સાથે કરવામાં આવે, ભલે તે નાનું હોય. (ફત્હુલ બારી, ૧૧/૩૦૦)

આ હદીસમાં પ્રકૃતિનો એ નિયમ બતાવવામાં આવ્યો છે, જે અલ્લાહે આ દુનિયા માટે નિર્ધારિત કર્યો છે. બીજા શબ્દોમાં આને 'અમલે પૈહમ' (સાતત્યથી કાર્ય કરવું) કહે છે અને મોટાભાગની પરિસ્થિતિમાં નાનું કાર્ય જ ઘણા સમય સુધી કરી શકાય છે.

આ દુનિયામાં કોઈ પરિણામ અચાનક નથી આવતું. અહીં કોઈ વાસ્તવિક પરિણામ માત્ર ત્યારે આવે છે, જ્યારે ઘણા અનુકૂળ પરિબળો તેના આસપાસ એકત્ર થઈ જાય, અને આ પ્રકારના પરિબળોનું કોઈ એક હેતુના પક્ષમાં એકઠા થઈ જવું લાંબા અને અવિરત સંઘર્ષ વગર સંભવ નથી.

કોઈ વ્યક્તિગત હેતુ હોય કે સામૂહિક હેતુ, કોઈ સામાજિક કાર્ય હોય કે રાજકીય કાર્ય, ખેતી અને બગીચાનો મામલો હોય કે કોઈ ક્રાંતિકારી આંદોલન ચલાવવાનો મામલો, ફેક્ટરી શરૂ કરવાની યોજના હોય કે શહેરનું નિર્માણ કરવાની યોજના, પ્રત્યેક નાનું કે મોટું કાર્ય અવિરત સંઘર્ષ ઇચ્છે છે. દરેક કાર્યનો એ તકાદો હોય છે કે તેને આરંભિક બિંદુથી શરૂ કરવામાં આવે અને ચુપચાપ કાર્ય કરતાં-કરતાં પૂર્ણતા સુધી તેને પહોંચાડવામાં આવે.

સંઘર્ષમાં સાતત્ય હોવું સંઘર્ષની સફળતાની બાંહેધરી છે, અને સંઘર્ષના પ્રમાણનું ઓછું હોવું સંઘર્ષ ચાલુ રહેવાની બાંહેધરી.

કાર્યની સૌથી સારી સ્થિતિ એ છે કે વ્યક્તિ માટે એક યોગ્ય લક્ષ્ય હોય અને પછી તે પોતાના કાર્યનો એક એવો ક્રમ તૈયાર કરે, જેને તે અવિરત ચાલુ રાખી શકતો હોય. લગાતાર ચાલુ રહેનારું નાનું કાર્ય એનાથી વધારે ઉત્તમ છે કે વ્યક્તિ થોડાક દિવસો માટે વધારે અને મોટું કાર્ય કરે અને ત્યારબાદ કાર્યને છોડીને બેસી જાય. જે વ્યક્તિ સફળતા ઇચ્છતો હોય તેણે પ્રકૃતિના આ નિયમની ક્દાપિ અવગણના ન કરવી જોઈએ. આ દુનિયામાં પ્રકૃતિના નિયમની અવગણનાનું પરિણામ સ્વયં અવગણના કરનારને ભોગવવું પડે છે, કોઈ બીજાને નહીં.



Born in 1925, in Azamgarh, Uttar Pradesh, is an Islamic spiritual scholar who is well-versed in both classical islamic learning and modern disciplines. The mission of his life has been the establishment of worldwide peace. He has received the Padma Bhushan, the Demiurgus Peace International Award and Sayyidina Imam-Al-Hassan Peace Award for promoting peace in Muslim societies. He has been called 'Islam's spiritual ambassador to the world and is recognized as one of it's most influential Muslims. His books have been translated into sixteen languages and are part of university curricula in six countries. He is the founder of the Centre for peace and Spirituality based in New Delhi.




CPS International
centre for peace & spirituality
www.cpsglobal.org

Goodword
www.goodwordbooks.com

ISBN 978-93-86589-56-9
9 789386 589569